# અનુક્રમ

# આચાર્ય શ્રી તુલસી દ્વારા સ્પષ્ટીકરણ

અણુવ્રતી સંઘના સબંધમા કેટલુંક સ્પષ્ટિકરણ આવશ્યક છે આ સંઘ લખપતિ કરોડપતિ મારવાડીઓના જીવન ઉત્થાનની જ સંસ્થા છે એ માન્યતા બરાબર નથી સંઘનો ઉદ્દેશ વ્યાપક છે તે કોઈ પણ જાતિ ધર્મ દેશ અને વર્ગ ભેદ વિના માનવમાત્રના નૈતિક ધોરણને ઊંચું લાવવા ઇચ્છે છે એના નિયમો વ્યાપારીઓના જીવનમા દાખલ થયેલી બદીઓનો જે રીતે વિરોધ કરે છે તેજ રીતે મજૂર ખેડૂત અને રાજ્યાધિકારી આદિ બધા વર્ગના મનુષ્યોમા દાખલ થયેલી બદીઓનો વિરોધ કરે છે આ પ્રસંગ પર વ્રતી થનારા ૬૨૧ અણુવ્રતીઓ મા પણ ભિન્ન ભિન્ન પ્રાન્ત ધર્મ તથા વર્ગના લોકો છે એ વાત સાચી છે કે તેમા મારવાડી વ્યાપારીઓ વધારે છે

'ત્યાગ એક વર્ષ ને માટે જ કેમ ?' એ બાબતમા પણ લોકોમા કેટલીક ગેરસમજ છે એથી શંકા કરવામા આવે છે કે વર્ષ પછી કદાચ આ ત્યાગનુ પ્રમાણ વધારી દેવામા આવે એમા વાસ્તવિક સ્થિતિ એ છે કે અણુવ્રતીઓ તો આજીવન વ્રત પાલનનો સંકલ્પ કરીને જ સંઘમા દાખલ થયા છે પરંતુ મે અણુવ્રતી સંઘના જે નિયમો નક્કી કર્યા છે તે જીવનમા ક્યા સુધી વ્યવહાર્ય છે તેનો અનુભવ લેવા માટે જ આ પ્રથમ અવસર પર માત્ર એક વર્ષના ત્યાગ કરાવ્યા છે એક વર્ષની મુદત અણુવ્રતીઓની ચકાસણી માટે નહિ પણ અણુવ્રતી સંઘના નિયમોની ચકાસણી માટે છે

ભારતીય સંસ્કૃતિ પ્રમાણે પ્રતિજ્ઞાઓમા પરિવર્તન થઈ શકતુ નથી તેથી આ અવસર પર જો હું ફક્ત ૮૮ નિયમો નો આજીવન ત્યાગ કરાવી દેત, તો પછી એમા સંશોધન કરવાને માટે સ્વતંત્ર રહેત નહિ અને હજી એમા સંશોધનની આવશ્યકતા હુ માનુ છુ તેથી આ પ્રથમ પ્રસંગપર માત્ર એક વર્ષના ત્યાગ કરાવવામા આવ્યા છે

---

# નિવેદન

અણુવ્રતી-સંઘનું પહેલું વાર્ષિક અધિવેશન દિલ્હીમાં ૩૦ એપ્રિલ રવિવારના બીજા પહોરે ભારે ઉત્સાહથી શાંત અને ગંભીર વાતાવરણમાં ભરાયું. કોઈ પણ આયોજનની સફળતાનો આધાર જનતા અને દેશમાં જાગેલી તેની પ્રતિક્રિયા ઉપર રહેલો છે. દેશના વિશિષ્ટ મહાપુરુષો અને સમાચાર પત્રો એ પ્રતિક્રિયાના સૂચક છે. અધિવેશન માટે આવેલા સંદેશાઓ અને પ્રાપ્ત થયેલી શુભેચ્છાઓ પરથી દેશના વિશિષ્ટ મહાપુરુષોના દૃષ્ટિબિંદુનો ખ્યાલ આવી શકે છે તથા સમાચાર પત્રોમાં છપાયેલી દેશવ્યાપી ચર્ચાથી તેમના અભિપ્રાયની જાણ થાય છે. એ બન્નેનું સાથે અવલોકન કરતાં સંઘ પ્રત્યે પોતાના દેશનો લોકમત કેવો છે, તેની ઝાંખી થઈ શકે છે.

સંઘના સંસ્થાપક આચાર્ય શ્રી તુલસી જયપુરથી અલવર, ભરતપુર, આગરા, મથુરા, વૃંદાવન, કોસી, પલવલ આદિ સ્થાનની ૩૫૦ માઈલની પગપાળા યાત્રા કરીને અહીં પધાર્યા. તેનો મુખ્ય ઉદ્દેશ રસ્તામાં આવેલાં ગામની જનતાને સત્ય અને અહિંસાનો સંદેશ આપવાનો, નીતિમય જીવનની હાકલ કરવાનો અને ધર્મમય જીવન ગાળવાનો આદેશ આપવાનો હતો. તેઓશ્રીએ ૭મી એપ્રિલની સવારે અહીં પધારતાં જ પોતાના ભાષણમાં એ ઘોષણા કરી હતી કે—'અહિંસા કાયરોનો નહિ પણ વીરોનો ધર્મ છે અને વીર જ તેનો પૂર્ણ પ્રચાર કરી શકે છે. જનતામાં વ્યાપેલી નૈતિક બદીઓને મિટાવવા માટે આજે અહિંસાનો સાર્વજનિક પ્રચાર આવશ્યક છે. એ ભાવનાથી પ્રેરાઈને હું દિલ્હી આવ્યો છું. 'કહેવા કરતાં કરવું ભલું' એ સિદ્ધાંતમાં હું વધારે માનું છું. મને પૂર્ણ ખાતરી છે કે સ્થાનિક જનતા અને જનતાના પ્રતિનિધિ નેતાઓ

અહિંસાના સાર્વજનિક પ્રચારમા અને પૂરો સાથ આપશે. જયપુરમા રાજન્ગ ગજેન્દ્ર બાબુના પૂછવાથી મે કહ્યુ હતુ કે હમોથી વધાર સાધુ સાધ્વીઓની સાથે સવની સપૂર્ણ તાકાત હુ અહિંસા અને વિશ્વમૈત્રીના પ્રચારમા વિશિષ્ટ રીત કામે લગાડના ચાહુ છુ એ ઉદ્દેશ્ય દષ્ટિ સમક્ષ રાખીને આજે અહી આવ્યો છુ

આ મિશન અથવા ઉદ્દેશ્યની પૂર્તિ માટે અણુવ્રતી સઘનુ પ્રથમ વાર્ષિક અધિવેશન પણ આચાર્યશ્રીના દિલ્હીના કાર્યક્રમનુ એક નિશ્ચિત અગ હતુ એની તૈયારીઓ બહુ જલ્દી કરવામા આવી. એથી એને માટે ન તો યોગ્ય પ્રચાર થઈ શક્યો કે ન તો આમ ત્રણો સમયસર મોકલી શકાયા વણા ખાસ વિશિષ્ટ મહાનુભાવોનો અમને રૂપકો સત્યો કે તેઓને અમારુ આમ ત્રણ સમયસર મળ્યુ ન હતુ અને કેટલાકોએ આમ ત્રણ મળવા છતા તે એટલુ મોડુ હતુ કે પોતાનો સમય અન્ય કાર્યક્રમમા આપી દીધો હતો તેથી અહીં આવી શક્યા નહિ વળી એ જોઇને અમને એ ઉપજે છે કે કેટલાક મહાનુભાવોને અમા ા આમ ત્રણો ૩૦ મી એપ્રિલ પછી મળ્યા કે જ્યારે અધિવેશનની પૂર્ણાહુતિ થઈ ચૂકી હતી આમ છતા જે કૃપાપત્રો અને સદેશાઓ અમને પ્રાપ્ત થયા છે તે અત્યત આશાજનક ઉત્સાહપ્રદ અને સ્ફૂર્તિપ્રદ છે એથી સઘ અને તેના કાર્યક્રમની ઉપયોગિતા પર સારો પ્રકાશ પડે છે તેમા ના કેટલાક પરિશિષ્ટ ૨' મા જોઈ શકાશે

સમાચાર પત્રોમા થયેલી ચર્ચા પણ વિશેષ ઉત્સાહપ્રદ કે નિ ાયક અને આશ્ચર્યજનક છે દિલ્હીમા સહુને એવો અનુભવ થયો કે મહાત્મા ગાધી પછી જનતાના જીવનની અને તેના નૈતિક વ્યવહારની સરળ ભાષામા સીધી અને સાફ વાત કરનાર જો અન્ય કોઈ મહાત્મા હોય તો તે આચાર્ય શ્રી તુલસી છે તેમની તપશુદ્ધ વાણીમા જે સ્વાભાવિક આકર્ષણ છે તેથી જનના સહજમા જ મ ત્રમુગ્ધ બની ગઈ સમાચા પત્રો પર પણ તેનો સુદર પ્રભાવ પડ્યો જ્યા ચારે બાજુ નો અનીતિ વ્યાપ

ગઈ છે ત્યાં આચાર્ય શ્રી તુલસીનો આ ઉપદેશ અભિનવ આદરપૂર્વક ગ્રહણ કરવામાં આવ્યો દિલ્હીની મહાનગરના સમાચાર પત્રોમાં પણ આચાર્યશ્રીના ઉપદેશો તથા ભાષણો અને તેમાં પ્રગટ કરવામાં આવેલા વિચારોનું હાર્દિક સ્વાગત કરવામાં આવ્યું ૨૧ મી એપ્રિલે આચાર્યશ્રીએ કેટલાક પત્રકારો અને પત્રપ્રતિનિધિઓને પોતાની મુલાકાત આપવાની કૃપા કરી હતી. તે વખતે દિલ્હીના આગેવાન હિન્દી દૈનિક 'હિન્દુસ્તાને' લખ્યું હતું કે—

'૬૪૦ અહિંસા સૈનિકો' દેશમાં પગપાળા પ્રવાસ કરતા ગામ ગામ ફરીને અહિંસા ધર્મનો પ્રચાર કરતા નૈતિક ભૂમિકાને ઊંચે લાવવાના કામમાં લાગી ગયેલા છે આ 'સૈનિકો' જૈન તેરાપંથી' સંપ્રદાયના સાધુ અને સાધ્વીઓ છે કે જે સમાજમાંથી ઓછું લઈને વધારે આપવાનું વ્રત પાળીને સામાન્ય જનતામાં માનવધર્મનો પ્રચાર કરી રહ્યા છે

તેરાપંથી સંપ્રદાયના નેતા આચાર્યશ્રી તુલસીએ આજ સાંજે પત્રપ્રતિનિધિઓની સમક્ષ ઉક્ત સૂચના આપતા એ દર્શાવ્યું હતું કે જનતાનું નૈતિક ઉત્થાન કરવાના ઉદ્દેશથી ગત વર્ષમાં અણુવ્રતી-સંઘના નામની એક સંસ્થા સ્થાપવામાં આવી છે તેના મુખ્ય ઉદ્દેશો આ છે —

[૧] જાતિ વર્ણ દેશ અને ધર્મનો ભેદભાવ રાખ્યા વિના માનવ માત્રને સંયમ માર્ગ તરફ આકર્ષવા

[ ] મનુષ્યને અહિંસા સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આદિ તત્ત્વોની ઉપાસનાનો વ્રતી બનાવવો

[૩] આધ્યાત્મિકતાના પ્રચાર દ્વારા ગૃહસ્થ જીવનના નૈતિક ધોરણને ઊંચું લાવવું

[૪] અહિંસાના પ્રચાર દ્વારા વિશ્વમૈત્રી અને વિશ્વશાન્તિનો પ્રચાર

આગામી ૩૦ મી એપ્રિલે દિલ્હીમા અણુવ્રતી સઘનુ વાર્ષિક અધિવેશન ભરાશે

આચાર્યશ્રી તુલસી કે જેઓ જૈન શ્વેતામ્બર તેરા પંથના પ્રગતિશીલ અને ક્રાંતિકારી નેતા ગણાય છે, તેઓશ્રીએ લાક ની પાટપર બેસીને પધારાને જનતામા સયમ અને ચારિત્રનુ વાતાવરણ ઉત્પન્ન કરવા માટે અનુરોધ કર્યો એમની બને બાજુ તેરાપથી સાધુ અને સાધ્વીઓ વિરાજમાન હતા એમના મુખ પર સફેદ વસ્ત્રની પટ્ટીઓ (મુહપત્તીઓ) બાધેલી હતી

આચાર્ય શ્રી તુલસીએ વધારામા કહ્યુ આધ્યાત્મિક ઉન્નતિ વિના કેવળ ભૌતિક ઉન્નતિ માનવતાનો નૈતિકતાનો વિનાશમાર્ગ છે આજના નીતિ વિહીન જીવને માનવને પતનની ચરમ સીમા પર લાવીને મૂકી દીધો છે નૈતિકતાની સદ્ભાવયોજ માનવતાની પ્રતિષ્ઠા હોઈ શકે છે તેથી આજના પ્રત્યેક રાજનૈતિક નેતા સાર્વજનિક કાર્યકર્તા અને ધર્માચાર્યનુ પ્રથમ કર્તવ્ય એ છે કે જનતાના નીચે ગયેલા નૈતિક ધોરણને ઊંચે લાવવાનો વિના વિલબે પ્રયત્ન કરવો ઊંચે આવેલુ નૈતિક ધોરણ જ બધા સુધારાઓનુ મૂળ છે'

મુબઇ ના સુપ્રસિદ્ધ રાષ્ટ્રવાદી દૈનિક શ્રી પ્રેમ જનતં પોતાના મુખ્ય પૃષ્ઠ પર સ્વાર્થીની વિરુદ્ધ સાધુઓની યુદ્ધ યોજના ના મથાળા નીચે મહત્ત્વપૂર્ણ સમાચાર પ્રગટ કર્યા હતા તેમા લખ્યુ હતુ કે તેરાપથી કાર્યક્રમના શુભારંભથી સત જીવન થઇને શ્વેત શુભ્ર વસ્ત્રધારી સાતસો સાધુ ભારતના ગામ ગામમા ભ્રમણ કરશે અને સ્વાર્થ અભિમાન તથા ઇર્ષ્યાની વિરુદ્ધ યુદ્ધઘોષણા કરશે આ ધર્મવીરોના નેતા આચાર્ય શ્રી તુલસીએ દિલ્હીની એક પત્ર પરિષદ માં એ વાત જાહેર કરી કે એમનો તે સત્રી ભાવક્રમ એવી દૃષ્ટિથી બનાવવામા આવ્યો છે કે જેનાથી જનતાનુ નૈતિક ઉત્થાન થાય અને તે દ્વારા દેશની બધી સમસ્યાઓનુ નિરાકરણ થાય જૈન શ્વેતામ્બર તેરાપથીઓના નવમા આચાર્ય દેશની

જનતામાં સ્વાર્થ અભિમાન અને ઇર્ષ્યાની વધી રહેલી દુર્ભાવના માટે એક પ્રકટ સભામાં આચાર્યશ્રીએ કહ્યું કે ધર્મમાં પણ એકમાની સાગર અને લડાઇએ મૂળ ઘાલ્યાં છે તથા એ વિચારવું પણ મુશ્કેલ થઇ પડ્યું છે કે કોણ એને સુધારી શકશે અને દુનિયા આ સંકટમાંથી કેવી રીતે પાર ઉતરી શકશે? તેમણે 'કરો—આ ન કરો'ની એક નામી યાદી તૈયાર કરી છે જેમાં જણાવ્યું છે કે અન્ય જાતિ તથા રાષ્ટ્ર પર આક્રમણ ન કરો. જીવનની મૂળભૂત આવશ્યકતાઓથી વધારે સંગ્રહ ન કરો. શરાબ અને માંસનો ઉપયોગ ન કરો. આત્મરક્ષા માટે પણ કોઇ પ્રાણીની હિંસા ન કરો. અપ્રાકૃતિક મૈથુનમાં ન ફસાઓ. વર્તમાન શિક્ષા પ્રણાલીમાં સુધારો કરો. સંયમ અને બ્રહ્મચર્યની તાલીમ લ્યો. જીવનમાં આધ્યાત્મિક દૃષ્ટિનો વિકાસ કરો.'

જો કે ઉપરના સમાચારમાં આચાર્યશ્રીના તેરસૂત્રી કાર્યક્રમનું પ્રતિપાદન જોઇએ તે રીતે કરવામાં આવ્યું નથી તો પણ એનાથી એટલો ખ્યાલ જરૂર આવે છે કે તેઓશ્રીના દિલ્હી પધારવાનું અને પોતાના વિચારો પ્રકટ કરવાનું કેટલું દેશવ્યાપી સ્વાગત કરવામાં આવ્યું હતું. મદ્રાસના 'હિંદુ' પત્રમાં પણ આ આશયના સમાચારો પ્રકટ થતા હતા. સમાચાર પત્રોમાં અણુવ્રતી સંઘના પહેલા અધિવેશનની ચર્ચા પણ ઘણી થઇ. બધા પત્રોમાં મુખ્ય સમાચાર તરીકે આ પ્રકરણને તેને અગ્રસ્થાન આપવામાં આવ્યું. એ બધાનો સંગ્રહ કરવામાં આવે તો ખાસું એક દળદાર પુસ્તક તૈયાર થાય. એની ચર્ચા ઇંગ્લેંડ અને અમેરિકાના સમાચાર પત્રોમાં પણ વિશિષ્ટ રીતે થઇ છે. દિલ્હીમાં રહેનારા અનેક વિદેશી પત્રોના ખબરપત્રીઓ અને પ્રતિનિધિઓ આચાર્યશ્રીને ખાસ મળવા માટે આવવા લાગ્યા અને તેમના પ્રત્યેનું આકર્ષણ દિનપ્રતિદિન વધતું જ ગયું. દાખલા તરીકે ન્યુયોર્ક (અમેરિકા) ના સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ટાઇમ'ના ૧૫ મી મેના અંકમાં 'એટોમિક વૉસ' (અણુવ્રત) ના મથાળા નીચે આ સમાચારો પ્રકટ કરતા જણાવ્યું હતું કે—

અન્ય અનેક સ્થાનોની કેટલી વ્યક્તિઓની માફક એક દુબળો પાતળો, ઠિંગણો અને ચમકતી આંખોવાળો ભારતવાસી જગતની વર્તમાન સ્થિતિની ઘણી ચિંતા કરે છે તે ૩૪ વર્ષની વયના આચાર્ય તુલસી છે કે જે તેરાપંથી જૈન સમાજના આચાર્ય છે આ સમાજ એક ધાર્મિક સમુદાય છે જે અહિંસામાં પૂરેપૂરા માને છે શ્રી તુલસીગણિએ સને ૧૯૪૯ માં અણુવ્રતી સંઘ નામની એક સંસ્થા સ્થાપેલી છે તેના સભ્યો ૧૪૮ પ્રતિજ્ઞાઓ લે છે, જે પ્રતિવર્ષ ક્રમશ વૃદ્ધિ પામે છે

ગયા અઠવાડિયામાં મેં એવી જાહેરાત કરી હતી કે એના સભ્યોની સંખ્યા ૭૫ પરથી ૨૫ હજાર સુધી પહોંચી છે એમાં અનેક લખપતિ કરોડપતિઓ પણ છે સંઘના મંડપમાં શ્રી તુલસીગણિના અનેક શિષ્યો લાલ, પીળી અને વાદળી પાઘડીઓ પહેરીને એકત્ર થયા હતા જ્યાં તેઓશ્રી પોતે એક ઊંચા મંચ ઉપર બિરાજમાન થયા હતા એક શિષ્યે ૧૪૮ પ્રતિજ્ઞાઓ બધાની સમક્ષ વાંચી સંભળાવી ત્યારે શ્રી તુલસીગણિએ ઊંચા સ્વરે પૂછ્યું કે કેમ તમને આ પ્રતિજ્ઞાઓ સ્વીકાર્ય છે? જનતાએ ઉત્તર આપ્યો કે હા અમે બધા એમાં સંમત છીએ

પ્રતિજ્ઞાઓમાં લખ્યું છે કે લાંચ લઈશું નહિ અને આપીશું પણ નહિ જુઠા રેશનકાર્ડ બનાવીશું નહિ. ટીકીટ વિના મુસાફરી કરીશું નહિ ખોટા હાથ સ્ટાંપ બનાવીશું નહિ આત્મહત્યા કરીશું નહિ દૂધમાં પાણી અને આટામાં કોઈ બનાવટી પદાર્થ ભેળવીશું નહિ કોઈ કુમારિકાના વિવાહ સંબંધી જુઠું બોલીશું નહિ આંધળી ઝાંખરીને દેખતી કહીશું નહિ વગેરે

સમસ્ત ભારતને આ પ્રતિજ્ઞાઓ આપી રહ્યા પછી શ્રી તુલસીગણિ બાકીના જગતને પણ આ પ્રતિજ્ઞાઓ આપવાની ધારણા રાખે છે

આ સમાચારોમાં કેટલુંક ભ્રમપૂર્ણ પણ છપાયું છે ૨૫ હજારની અણુવ્રતીઓની નહિ પરંતુ તેરાપંથી યોજનાના તેર નિયમો

ની સ્નાતકોની છે પરંતુ સમારંભમાં તે બંનેને ભેગી કરી નાખેલી છે અણુવ્રતીઓની સંખ્યા ૬૩૧ની છે જેમાંના બધા લક્ષપતિ કે કરોડપતિ પણ નથી આ રીતે સંઘના અધિવેશનની ચર્ચા સમુદ્રપારના એવા સમાચારપત્રોમાં થઈ છે કે જેઓ ભારત સંબંધી [illegible] ચર્ચા ભાગ્યેજ કરે છે

સ્વદેશના કેટલાક સમાચારપત્રોની ચર્ચા કરી પણ અપ્રાસંગિક નહિ ગણાય ગાંધીવાદી વિચારધારાના ખાસ પોષક શ્રી કિશોરલાલ મશરૂવાળાનું ધ્યાન પણ આ તરફ આકર્ષિત થયું તેમણે 'હરિજન'માં 'અણુવ્રત' શીર્ષક એક લાંબા લેખમાં એની ચર્ચા કરી છે એનો જે સાર એમના 'હરિજન સેવક'ના ૨૦મી મેના અંકમાં પ્રકાશિત થયો છે, તે અહીં રજુ કરીએ છીએ તેઓ લખે છે કે—

જૈનોમાં તેરાપંથી નામનો એક સંપ્રદાય છે જૈનધર્મના સિદ્ધાન્તોની બાબતમાં તેની માન્યતા અને દૃષ્ટિ અંતિમ સ્વરૂપના છે તેના અનુયાયીઓની સંખ્યા લાખ-બે લાખની કહેવાય તેમાં મોટા ભાગે રજપૂતાનાનો વેપારી વર્ગ છે

'શ્રી તુલસી નામે એક પ્રભાવશાળી વ્યક્તિ હાલમાં તેરાપંથીના આચાર્ય પદે છે જનતામાં યુદ્ધ પછી નૈતિક પતન થયું છે તેમાં કાળા બજાર, મોંઘવારી વગેરે અપ્રમાણિકતા માટે વેપારી વર્ગ મુખ્યત્વે જવાબદાર છે તેથી છેલ્લા કેટલાક વખતથી શ્રી તુલસીજી આ નૈતિક પતન પ્રત્યે સામાન્યપણે જનતાનો અને ખાસ કરીને તેમના અનુયાયીઓનો આત્મા જાગૃત કરવા પાછળ પોતાનું ધ્યાન આપી રહ્યા છે

તાત્ત્વિક દૃષ્ટિએ જૈન સિદ્ધાંતોની સંપૂર્ણ સિદ્ધિ માટે સંસારી જીવનના સંપૂર્ણ સંસાર ત્યાગની અપેક્ષા રહે છે પરંતુ મોટા ભાગના માણસો માટે ત્યાગ શક્ય નથી તેથી સંસારી માણસોને ધર્મમાં દાખલ થવાનું સરળ કરવા માટે 'અણુવ્રત'ની પદ્ધતિ યોજાઈ છે 'અણુવ્રત' એટલે વ્રતોનું મર્યાદિત પાલન કરતા આગળ વધવું માનો કે એક

માણુસને અહિંસા કે અપરિગ્રહમા શ્રદ્ધા છ, પરંતુ એનું સંપૂર્ણ પાલન કરવાની શક્તિ નથી અણુવ્રતની પદ્ધતિ પ્રમાણે તે ક્રમશ પાલનમા આગળ વધે એ મથા। ગાધે કે અમુક પ્રમાણની હિંસા તે નહીં કરે કે અમુક હદથી વધારે કે અમુક રીતે ધનનું ઉપાર્જન નહીં કરે આવા વ્રતોને અણુવ્રત કહે છે એક વખતે જૈનોમા આ પ્રથા વણી પ્રચલિત હતી એમ જણાય છે

જનતામા આ વ્રતોને ફરી લોકપ્રિય કરવા માટે આચાર્ય તુલસીએ અણુવ્રતી સંઘ નામની એક સંસ્થાની સ્થાપના કરી છે તેમા જાતિ વર્ણ, દેશ, ધર્મ કે સ્ત્રીપુરુષના ભેદભાવ વિના હરકોઇ દાખલ થઇ શકે છ સત્ય, અહિંસા બ્રહ્મચર્ય અસ્તેય અપરિગ્રહ સાધના આત્મચિંતન વગેરે વ્રતોનું અમુક અંશે પાલન થાય જ તે માટે નિયમોપનિયમ બનાવ્યા છે કેટલાક નિયમ એવા સ્પષ્ટ છે કે સૌ કોઇ પાસેથી એના પાલનની અપેક્ષા રાખવામા આવે કેટલાકને હજુ વધારે કડક કરવાનીયે જરૂર ગણાય પરંતુ હકીકત એ છે કે શુદ્ધ પડી ભાગેલ સમાજ પ્રત્યેના પોતાના કર્તવ્યના પાલનમા ઘણો પલટો પડ્યો છે તેથી સ્પષ્ટ ફરજોને પણ વ્રત તરીકે ગણાવવી પડે છે જો કે દરેક ધર્મના અનુયાયીઓ માટે આ સંઘ ખુલ્લો રાખવામા આવ્યો છે અને અહિંસા સિવાયના બીજા વ્રતોના નિયમો સામાજિક અને આધ્યાત્મિક દૃષ્ટિથી ઘડાયા છે પરંતુ અહિંસા વ્રતના નિયમો એક ધાર્મિક સંપ્રદાયની સુરત દૃષ્ટિથી ઘડાયા છે દાખલા તરીકે યુદ્ધ શાકાહાર ચાહે તેટલો ઇષ્ટ હોય તો યે હિંદમા પણ માત્ર જૈન અને વૈષ્ણવના અમુક નાના વર્ગ સિવાય બીજાઓ ઇંડા, માસ અને માછલાનો આહાર કે એની સાથે સંકળાયેલો ધંધો છોડવાની પ્રતિજ્ઞા લેવા તૈયાર ન થાય એ પ્રમાણે જ રેશમનો ઉપયોગ અને તેના વેપારની વાત છે (એ નોંધવા જેવી વાત છે કે તેમા મોતી અને મોતીના વેપારનો નિષેધ કરાયો નથી તેમા યે રેશમ જેટલી જ જીવહિંસા સમાયેલી છે અને એનો વ્યાપાર જૈનોમા વ્યાપક છે )

"વ્રતોના નિયમોની વિગતો જવા દેતા અપ્રામાણિક અને અશુદ્ધ જીવન વહેવાર સામે જનતાનો આત્મા જાગૃત કરવાનો આ પ્રયાસ પ્રશંસનીય છે મે માસના પહેલા અઠવાડિયામા અણુવ્રતી સંઘની પહેલી સભા મળી હતી, અને એવા સમાચાર મળ્યા છે કે પાંચસો જેટલા વેપારીઓએ સંઘના નિયમોપનિયમ પ્રમાણે વ્રતોના પાલનની પ્રતિજ્ઞા લીધી હતી હું આશા રાખું છું કે પ્રતિજ્ઞા કરનારાઓ વ્રતના શબ્દ અને અર્થનું પાલન કરશે અને સમગ્ર સમાજનું નૈતિક ધોરણ ઊંચે ઉઠાવવા માટે પ્રેરણા રૂપ નીવડશે (અણુવ્રતી સંઘ વિષે વધારે માહિતી જોઇતી હોય તેણે મંત્રી આદર્શ સાહિત્ય સંઘ સરદાર શહેર (રાજસ્થાન) ને લખવું

આ ઉદાર સહાનુભૂતિપૂર્ણ ચર્ચામાં શ્રી મશરૂવાળાએ કેટલીક એવી વાતો લખેલી છે કે જેનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે અહિંસાના નિયમોમાં માંસ આહારના પૂર્ણ ત્યાગ અને વિશુદ્ધ શાકાહારના વિધાનમાં તેઓને પંથના દૃષ્ટિકોણની છાપ પડી છે અને તેમણે એને જૈનો અને વૈષ્ણવોની નાની સંખ્યા સિવાય બીજાને માટે અવ્યવહાર્ય મનાયો છે પરંતુ અમે તેમને ખાતરી આપીએ છીએ કે આ નિયમોમાં નથી તો કોઇ સાંપ્રદાયિક દૃષ્ટિબિંદુ કે નથી તો કોઇ સાંપ્રદાયિક આગ્રહ પશ્ચિમમાં પણ એ વિચારધારા જોરથી આગળ વધી રહી છે કે 'મનુષ્યનું વિશુદ્ધ ભોજન શાકાહાર જ છે, કે જે માંસ મચ્છી તથા ઇંડા આદિથી રહિત પૂર્ણ નિરામિષ હોવું જોઇએ' અહિંસાની દૃષ્ટિએ ભોજનના સંબંધમાં આ આદર્શ જ વ્યવહાર હોઇ શકે છે એમાં મધ્યમમાર્ગની વ્યવસ્થા સામાન્ય રૂપથી કરી નાખી નહિ મહાત્મા ગાંધીની દૃષ્ટિ પણ એ જ હતી રેશમ અને રેશમના ઉદ્યોગ અથવા વ્યાપારને નહિ પરંતુ અત્યારે તો તેના પ્રયોગ અથવા વ્યવહારને જ વર્જિત કર્યો છે મોતીઓના વ્યવહારને, રેશમના વ્યવહારની માફક વર્જિત કરવાની સૂચના વિચારણીય છે, આચાર્યશ્રીનું તે તરફ ધ્યાન છે અત્યારે પ્રયો-

•

વતનુ ભાણ લઈને બધા વતનો ક્રમશ વધારે અને વધારે પાલન કરવુ અને કરાવવુ છે એથી તે નિયમોને અત્યારે વધારે કડક બનાવી શકાય નહિ કે જેને તેઓ ઢીલા સમજે છે પરંતુ તે ઢીલા રહેવાના નથી અનિવાર્ય તેની ચ ામણી થશે અને યોગ્યતા મુજબ તેને કડક બનાવવામા આવશે એક બાજુ શ્રી મશરૂવાળા નિયમોને ઓછા કડક બનાવવાની વાત કરે છે અને બીજી બાજુ તેના ઢીલાપણાની ફરિયાદ કરે છે એમની નમ્ર દૃષ્ટિ માટે અમે અત્યંત આભારી છીએ

[દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ' ની આજની આવૃત્તિમા કાનૂનની સાથે સંઘની ચર્ચા કરતા જણાવ્યુ છે કે—

ચમત્કારનો યુગ હજી સમાપ્ત થયો નથી ચાર બાજુ ફેલાયેલા અંધકારમા અમને દિલ્હી ખાતે આશાનુ એક કિરણ દેખાયુ છે જ્યારે સેંકડો પાપી એક જ પ્રભાતમા ધર્માત્મા બની જાય છે, ત્યારે નિરાશાવાદી પણ મીંચીને અમારે સત્યયુગના આગમનને સ્વીકારવુ પડે છે

ઇતિહાસમા એવા ઉદાહરણો તો મળે છે કે જ્યારે એક યા બીજા પાપમા ફસેલા સ્ત્રી કે પુરુષ વર્ષો પછી પણ દૃઢ નિશ્ચયથી પ્રાયશ્ચિત્ત કરીને તેનાથી પીછો છોડાવી પાછા હટી ગયા હોય તેમણે એવુ વ્યક્તિગત રીતે કર્યુ છે કોઈ સંસ્થા અથવા સમાજના સભ્ય તરીકે નહિ જીવનની પવિત્રતાને માટે થયેલી આ સામૂહિક જાગૃતિ એક એવી ઘટના છે જે ભાગ્યેજ જોવામા આવે છે

જ્યારે શરાબી પણ સામૂહિક સ્વરૂપમા શરાબને છોડી દે છે, ત્યારે ડાકુઓ પણ એકત્ર થઈને સભ્ય નાગરિક બનવાનો નિશ્ચય કરે છે અને અનુચિત પૈસા પર ફૂલેલા-ફાલેલા વ્યાપારીઓ પણ એકત્ર થઈને સચ્ચાઈથી જીવન ગાળવાનું આંદોલન શરૂ કરે છે, ત્યારે એનાથી પ્રભાવિત કોણ નહિ થાય ? વર્ષમા બધા દિવસો તો એવા હોતા નથી કે જેમા સચ્ચાઈ અને ભલાઈને એકત્ર કરીને દુનિયાને માટે તેનું પ્રદર્શન કરી શકાય

નથી નૈતિક સુધારણાને માટે જે સામૂહિક આંદોલન કરવામાં આવે, ત પ જનતાનું ધ્યાન એ બાજુ જોઈએ એ તેની પ્રગતિ ખૂબ થવી જોઈએ. ગયા ગુરુવારે જે ૭૦ વ્યક્તિઓએ ભવિષ્યમાં કાળા બજાર યા ચોર બજારમાં ન કરવાની ગંભીર પ્રતિજ્ઞા ગ્રહણ કરી છે અને તે રીતે જેમણે પોતાના જીવનનો એક નવો અધ્યાય લખ્યો છે, તેઓ માત્ર આદર્શના ધન્યવાદના જ નહિ પણ સમસ્ત નાગરિકોના ધન્યવાદના અધિકારી છે. તેઓએ આ પ્રતિજ્ઞા આચાર્ય તુલસીની સામે અણુવ્રતી સંઘના પ્રથમ વાર્ષિક અધિવેશન સમયે ગ્રહણ કરેલી છે. આ સંઘની સ્થાપના માનવ જીવનની બધી બદીઓમાંથી મુક્ત થવાને માટે કરવામાં આવી છે. આ પ્રકારની બદીઓ પર વિજય મેળવવાને માટે જે આ સમ્મિલિત અથવા સામૂહિક આંદોલન શરૂ કરવામાં આવ્યું છે, એની ગંભીરતાનો ખ્યાલ તો એ વિસ્મયજનક ઘટનાથી આવે છે કે આચાર્ય તુલસી કે જેઓ આ સંગઠન અથવા આંદોલનના નિર્માતા છે, તેઓ રાજપૂતાનાના રેતાળ મેદાનો પર પગે ચાલીને દિલ્હીની પાકી સડકો પર પધાર્યા છે કે જેથી તેઓ આ સંઘના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતોનો યોગ્ય પ્રચાર કરી શકે.

ન ત્તાના ગતજી નિક 'હિંદુસ્તાન ટાઈમ્સ' ના તા. ૨ જી મેના અંકમાં લખ્યું હતું કે લગભગ ૫૦૦ લખપતિ અને કરોડપતિઓ કે જેમાંનો મોટો ભાગ મારવાડી છે, તેમણે કહેવા મુજબ એવી પ્રતિજ્ઞા કરી છે કે કાળા બજાર, માલ પદાર્થોમાં ભેળસેળ અને અસત્ય આચરણ આદિનો અનૈતિક વ્યવહાર તેઓ પોતાના વ્યાપાર રોજગારમાં કરશે નહિ. આ દેશના વેપાર-ધંધામાં અસત્ય આચરણ ખૂબ જોર ઉપર છે, તેથી સમાજ જીવનમાં ટકી રહેલી નીતિનું સત્વ પોષણ તરી જવાનો ભય ઊભો થયો છે. તે પ્રસંગે કેટલાક વ્યાપારીઓનું—વ્યાપાર ધંધામાં અસત્ય આચરણ નહિ કરવાનું—આ આંદોલન દેશભરમાં સ્વસ્થ વ્યાપાર-વણજને જન્મ આપી શકશે. આ દિશામાં અણુવ્રતી

વ્યાપારીઓ એવું કહે છે કે પહેલા અમને પાકા લખપતિ કરોડપતિ બની જવા દો પછી અમે પણ માનવ જાતિની સુધારણા માટે પ્રાયશ્ચિત્ત કરી લઈશું. ચાલાકી સટ્ટાખોરી કરીશું નહિ, ભેળસેળ કરીશું નહિ'—એ બધા નિર્ણયો ઘણા સુંદર છે પરંતુ એને જે વ્યવહારમાં લાવવા હોય તો તે માટે હૃદયનું પરિવર્તન કરવું પડશે એ માટે પહેલા પાપની કબુલાત કરવી આવશ્યક છે એનું જ નામ પ્રાયશ્ચિત્ત છે મનુષ્ય ગમે તેવો પાપી અને કાળાબજારિયો કેમ ન હોય પણ જીવનના અંતિમ ભાગમાં વિશેષ કરીને વિવેકની જાગૃતિ થતા અને પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરતા તેના ચરિત્રની શુદ્ધિ થઇ જાય છે સરદાર પટેલે દિલ્હી સભાભૂમીના સંમેલનમાં સંનિષ્ઠ લોકોને મનુષ્યની અંદર રહેલી મનુષ્યતા પર વિશ્વાસ રાખવાને પોતાના ભાષણમાં ઉપદેશ આપ્યો હતો કે માણસે પહેલા ગમે તેવું કાંઈ ન કર્યું હોય, પરંતુ મૃત્યુશય્યા પર પણ તે પ્રાયશ્ચિત્ત કરી શકે છે—એ પર આપણે વિશ્વાસ રાખવો જોઇએ

દમણના શેઠ રામકૃષ્ણ નમિયાએ પણ એક જાહેરાત બહાર પાડી છે એનો સાર એ છે કે ૧૯૨૦ થી ૧૯૩૦ સુધી મારી દુકાન થાણામાં હું પ્રસિદ્ધ સટોરિયો હતો તે વખતે સંયોગો અનુસાર અનેક વાર મારા લેણદારોને હું પૂરા પૈસા ચૂકવી શક્યો નથી. લખાણ પણ નહિ હોવાથી તેને ચૂકવવાનું કાયદેસર જરૂરી ન હતું એમાંથી ઘણા લેણદારા આજે હયાત નથી એ બધું યાદ કરતા મારું હૃદય ભારે બની જાય છે એ ભારને હળવો કરવા માટે નિરાશ્રિતોની સહાયતા અર્થે હું પાંચ હજાર રૂપિયા દાનમાં આપી રહ્યો છું આ દાન પ્રાયશ્ચિત્તરૂપ છે હું એ કામ માટે નિયુક્ત થયેલી સમિતિને દરેક મહિને રૂપિયા પચીસ હજાર આપીશ આ રકમથી મારા લેણદારો તરફથી જે નિરાશ્રિતોને જે સુખનો અનુભવ થશે તેનાથી લેણદારોના આત્માને શાન્તિ થશે

પહેલા વ્યાપારમાં જે રકમ ડૂબી ગઈ હોય તેને માટે સાર્વજનિક રૂપથી પ્રાયશ્ચિત્ત કરવું અને પૈસા આપી દેવા તે પાપના વિનાશનો મુખ્ય

ત્રુનમી મહોય માનવજાતિની બદીઓને દૂર કરવાના આંદોલનમા સફલ થઈને જો વેપારીઓને સત્યનિષ્ઠ બનાવી શકે મહાસભાવાદી અને બીનમહાસભાવાદી સામાન્ય જનતામાં તથા સરકારી અધિકારીઓમા દેશીઓના અસત્ય આચરણો અને દુર્નીતિને દૂર કરી શકે તો મહાત્માજીના સ્વપ્ન મુજબનુ રામરાજ્ય પૂર્ણ સ્વરૂપમા પ્રગટ થશે કિડીમાલ લખપતિ કરોડપતિઓએ આત્મહત્યા ન કરવાની પણ પ્રતિજ્ઞા લીધી છે આત્મહત્યા મહાપાપ તો છે પણ તેઓ તો પ્રતિજ્ઞા ન લેવા છતા પણ આ મહાપાપ કરત નહિ તેવો અમને વિશ્વાસ છે '

સમાચારપત્રોની આ ચર્ચામા કેટલીક ભ્રમમૂલક અને અત્યુક્તિવાળી વાતો પણ દાખલ થઈ ગઈ છે તેનુ મુખ્ય કારણ એ છે કે તેમણે પૂરપૂરી માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો નથી કેટલીની સમાચાર પ્રેસ સંસ્થાઓએ જે સમાચારો મોકલ્યા, તે પણ વિશેષ ભ્રમનુ કારણ બની ગયા સંઘના વાર્ષિક અધિવેશનમા તે દિવસ મારવાડીઓની સંખ્યા વિશેષ હતી એ બધી હજાર સ્ત્રી પુરુષો તો ખાસ એ અધિવેશન માટે જ બહાર ગામથી આવ્યા હતા એમની વેશભૂષા જુદા પ્રકારની હોય છે એમની રંગબેરંગી પાઘડીઓ તરત જ લોકોનુ ધ્યાન પોતાના તરફ આકર્ષી લે છે અને એ એક વાત વાચક-ભોળી જનતાના લોકોના મનમા ઘર કરી ગઈ છે કે પ્રત્યેક મારવાડી વ્યાપારી જ હોય છે અને તે લખપતિ કે કરોડપતિ હોય છે તથા એમનુ કામ કાળા બજાર કે નફાખોરીના વિના ચાલી શકતુ નથી તેથી જે છસો વ્યક્તિઓએ તે દિવસે અણુવ્રતી બનવાનો નિશ્ચય કર્યો એ બધાને મારવાડી માની લેવામા આવ્યા અને તે બધા લખપતિ કે કરોડપતિ છે તેવુ નિરાધાર અનુમાન કરવામા આવ્યુ વળી પ્રતિજ્ઞાઓમા કાળા બજાર ન કરવાનો, નફાખોરી ન કરવાનો, લાંચ રૂશ્વત ન લેવા આપવાનો ભેળસેળ ન કરવાનો અને નકલી વસ્તુઓ ન બનાવવાનો જે ઉલ્લેખ કરવામા આવ્યો તેણે એ ધારણાને વધારે દૃઢ બનાવી કેટલીક સમાચારપત્રોમા જે સમાચારો પ્રગટ થયા તેમા મોટા

ભાગે કેમો લખપતિ કરોડપતિ મારવાડીઓનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો સમાચાર આપનારાઓ એ વાત પણ ભૂલી ગયા કે ઉક્ત અણુવ્રત સેનાઓમાં ક્લર્ક ને મહિલાઓ પણ હતી અને વ્યાપારીઓ સિવાય એમાં સાધારણ જનતા પણ ઓછી ન હતી પ્રાય બધા વર્ગના લોકો એમાં સામેલ હતા રાજ્યના અધિકારીઓ સંપાદક લેખક તથા એવા અન્ય લોકો જે કદાચ મારવા-નિવાસી અથવા મારવાડી હોય તેટલા જ કારણે તેમને લખપતિ કરોડપતિ કેમ કહી શકાય? આ ભ્રાન્તિને લીધે જ કેટલાક સમાચાર પત્રોએ તેના પર કટાક્ષો કર્યા છે અને આ આખા આયોજન પરત્વે સંદેહ તથા અવિશ્વાસ દર્શાવ્યો છે

સંદેહ તથા અવિશ્વાસ તો દૂર કરી શકાય છે અને તે ધીરે ધીરે દૂર પણ થઈ જશે વ્રત અને કટાક્ષ કરનારા લોકો જ્યારે અણુવ્રતી અધિક નજીક આવીને જોશે ત્યારે એમનું દિમાગ આપોઆપ સાફ થઈ જશે પરિસ્થિતિની સ્પષ્ટતા કરવા માટે એટલું જણાવી દેવું આવશ્યક છે કે બધા અણુવ્રતીઓ નથી તો મારવાડી કે નથી લખપતિ કરોડપતિ આ તો જનતા માટેનું આંદોલન છે જે સર્વસાધારણના વ્યક્તિગત અને સાર્વજનિક જીવનનું ધારણ ઊંચું લાવવાની દિશામાં કરવામાં આવેલો એક સુનિશ્ચિત પ્રયત્ન છે કે જેની પાછળ પ્રેરક શક્તિના રૂપમાં આચાર્ય શ્રી તુલસી જેવા મહાન સાધક ઊભેલા છે અને અણુવ્રતીઓની પણ પ્રાય એક વર્ષની અનુભવપૂર્ણ સાધના રહેલી છે

બીજો ભ્રમ એ વાતને લીધે ફેલાવા પામ્યો કે આ પ્રતિજ્ઞાઓ એક જ વર્ષને માટે કેમ લેવામાં આવી? કેટલાક સમાચારપત્રોએ એના પર વ્યંગ પણ કર્યો છે તેઓ કહે છે કે એ પણ સંભવિત છે - બીજા વર્ષ આ પ્રતિજ્ઞા ઓમાં કાંઈ વધારો ન થાય અથવા એ વર્ષ પછી વ્યાપારી લોકો એમ જોશે કે પ્રમાણિકતાની નીતિથી કાંઈ પણ લાભ થઈ શકે છે કે નહિ અને તેને વ્યાપાર વધારવાનું સાધન બનાવી શકાય છે કે નહિ? આવા સંદેહ આશંકા કે આક્ષેપ કરવામાં ઊંચા, પવિત્રમાં પવિત્ર આ

મહાનમાં મહાન કાર્યના સંબંધમાં પણ કરી શકાય. આ સંદેશના મૂળમાં પણ મોટી ભ્રાન્તિ એ જ છે કે આ સંઘ વ્યાપારીઓની જ એક સંસ્થા છે અને તેનું મુખ્ય લક્ષ્ય વ્યાપારીઓની જીવનની સુધારણા છે, એમ માની લેવામાં આવ્યું છે. આ એક ભ્રાંતિ બીજી અનેક ભ્રાંતિઓનું કારણ બની ગઈ છે.

જે આંદોલનનો પ્રારંભ સંગઠન અથવા સંસ્થાના રૂપમાં કરવામાં આવ્યો છે, તે એક વર્ષ પછી બંધ થઈ જશે તેવી શંકા કરવી નિરર્થક છે. અને વ્યક્તિગત હાનિ લાભનું સ્થાન સંગઠન અથવા સંસ્થામાં ગૌણ હોય છે. અન્યથા તે સંગઠન કે સંસ્થા પ્રગતિ કરી શકતી નથી. એક વર્ષની મુદત નક્કી કરવાનું કારણ આચાર્યશ્રીએ પોતે અનેક વાર સ્પષ્ટ કર્યું છે. એક પત્રપરિષદમાં પણ તેઓશ્રીએ કહ્યું હતું કે સાધકને એક વર્ષ અનુભવ કરવા માટે મળી જાય છે. તેમાં તે પોતાની ખામી કે કમજોરીને પારખી શકે છે. સંસ્થાને પોતાના સભ્યોના અનુભવોનો લાભ મળી શકે છે અને આવશ્યકતા તથા અનુભવ પ્રમાણે પ્રતિજ્ઞાઓ તથા વ્રતોમાં ઉચિત પરિવર્તન કરી શકાય છે. કોઈ પણ પરીક્ષણ કે પ્રયોગની સફલતા તથા વિફલતા પર દૃષ્ટિ રાખવી આવશ્યક છે, દેશ કાળ પાત્રનું ધ્યાન રાખવું પણ આવશ્યક છે. સંઘનું જે સંગઠન માનવના ક્રિયાશીલ તથા પ્રગતિશીલ જીવન સાથે સંબંધ રાખે છે તેનું કોઈ પણ વિધાન કે તેના કોઈ પણ નિયમો પત્થર જેવા જડ હોઈ શકતા નથી. તેમાં નવસર્જનની પણ જરૂર છે. એક વર્ષની મુદત એટલા માટે રાખવામાં આવી છે કે તે જીવનની ક્રિયા અને પ્રગતિની સૂચક છે. પાછળ રહેવાનો પ્રશ્ન તો સાધકને માટે પેદા જ થતો નથી. કદાચ કોઈ પોતાની કમજોરીનો શિકાર બની પણ જાય તો તેથી શું? આટલા લોકો નિત્ય મરણ પામે છે તેથી જગતનો વ્યવહાર શું બંધ પડી ગયો ખરો? જગત પ્રગતિશીલ છે. પ્રગતિશીલ સંસ્થાઓ પણ જગતના પ્રવાહની માફક આગળ વધતી જ રહે છે. ખરેખર અણુવ્રતી સંઘ પણ એવી જ સંસ્થા છે.

એ ભૂલવું ન જોઈએ કે પ્રત્યેક સંસ્થા સંગઠન, આંદોલન કે મિશનને પણ સ્થિતિમાંથી પસાર થવું પડે છે. તે સ્થિતિઓ છે—ઉપેક્ષા, મજાક અને વિરોધ. એમાંથી પાર ઉતરાય તો સફળતા પ્રાપ્ત થાય છે. ઘણા સમય સુધી દરેક સંસ્થા, સંગઠન તથા આંદોલનની ઉપેક્ષા કરવામાં આવે છે. લોકો તેને નકામા સમજીને તેના તરફ નજર પણ નાખતા નથી. જ્યારે તે વધવા અને ફેલાવા લાગે છે ત્યારે તેની મજાક કે ઠેકડી કરવામાં આવે છે. બધા તેના તરફ આંગળી ચીંધે છે. પરંતુ ત્યારે પણ તેની પ્રગતિ ચાલુ રહેતાં તેનો વિરોધ કરવામાં આવે છે, તેના પર અણઘટતા આક્ષેપો કરવામાં આવે છે. તેના સંબંધમાં ભ્રમ ફેલાવવામાં આવે છે અને તેના માટે જૂઠો પ્રચાર પણ કરવામાં આવે છે. વિરોધના બધા ઉપાયો ક્રમે લગાવવામાં આવે છે. ધીર, વીર, સાહસી, કૃતનિશ્ચય અને દૃઢસંકલ્પી જ્યારે આ બધા વિરોધને વિનોદ માનીને હસતા ખેલતા પોતાના માર્ગ પર આગળ વધતા જાય છે ત્યારે સફળતા તેનું સહર્ષ સ્વાગત કરે છે. ત્યારે બીજા લોકો પણ તેનું સ્વાગત, અભિનંદન અને અનુકરણ કરવા લાગી જાય છે. સમાજ સુધારણા માટે કરવામાં આવેલા બધા પ્રગતિશીલ આંદોલનો અને માનવ કાયાકલ્પ કરનારી બધી ક્રાંતિઓનો ઈતિહાસ એજ છે. આ બધા રૂપોમાંથી ઓછા કે વત્તા અંશે તેમને પસાર થવું પડે છે.

અણુવ્રતી સંઘ પોતાની પ્રારંભિક અવસ્થામાં છે. અચિંતે ઉપેક્ષા કરવા યોગ્ય સ્થિતિમાં તો નથીજ. તેની ફક્ત મજાક અને વિરોધ કરવાનું પણ શરૂ થઈ ગયું છે. એનો અર્થ એ નથી કે અમે સફળતાની સમીપ પહોંચી ગયા છીએ, એવી બધી ભ્રાન્ત ધારણાઓમાંથી અમારે યત્નપૂર્વક બચવાનું છે. આત્મવંચના બધાથી વધારે ભયાનક અભિશાપ છે. અણુવ્રતીએ તો એનાથી ખાસ બચવું જોઈએ. આ ક્રમમાંનો ઉલ્લેખ અહીં એટલા માટે કરવામાં આવ્યો છે કે આપણે કોઈની ઉપેક્ષા, મજાક કે વિરોધથી ગભરાવું જોઈએ નહિ. અણુવ્રતીનો

ર્ગ ખુરશી પગે તરવારની ધાર પર ચાલવા જેવો છે એરિસ્ટોટલને ઝેરનો પ્યાલો પીવડાવવામા આવ્યો હતો ઇશુને શૂળીપર લટકાવવામા આવ્યો હતો મહમ્મદ સાહેબને અતિ ભીષણ વિરોધનો સામનો કરવો પડ્યો હતો આપણા રાષ્ટ્રપિતા ગાંધીને પ્રાર્થના સ્થળમા જ રામનામનું સ્મરણ કરતા કરતા ગોળીનુ નિશાન બનાવવામા આવ્યા આ યુગના સાટના મોટા અહિંસાના ઉપાસકને પણ હિંસાનો શિકાર બનવુ પડ્યુ એની સાથે આપણે એ પણ ભૂલવુ ન જોઈએ કે આ બધા મહાપુરુષોની સાધનાને નષ્ટભ્રષ્ટ કરનાર મોટા ભાગે તેમના પોતાનાજ અનુયાયીઓ હતા 'ન ધર્મો ધાર્મિકૈર્વિના' ધાર્મિક લોકો વિના ધર્મ ટકી શકતો નથી જે આચરણમા જ મહત્વ થઇને રહી જાય છે, તેને પોથીઓમા પાનામા, મંદિરોમા કે મઠોમા સજીવ કે જીવીત બનાવીને રાખી શકાય ખરો? અણુવ્રતી સંઘના વ્રતો અને પ્રતિજ્ઞાઓનો સંબંધ પણ આપણા જીવન અને આચરણની સાથે છે કોઇ પણ વિરોધ એનો વાળ સરખો વાંકો કરી શકનાર નથી પરંતુ આપણા ચરિત્રમા નાની સરખી ભૂલ કે કમજોરી હશે તો એને ત્યારે ઠોકર લાગવાનુ કારણ બનશે

ઘણાભાગે એક પ્રશ્ન એ પણ પૂછવામા આવે છે કે આ અણુવ્રતો ગ્રહણ કરનારાઓના જીવન પર શુ અને કેવી અસર થાય છે? આ પ્રશ્ન પૂછનારા સજ્જનો પરિશિષ્ટ (૩) મા આપેલી અણુવ્રતી સંઘની અંતરંગ અધિવેશનની કાર્યવાહી અને આચાર્યશ્રીનુ વાર્ષિક અધિવેશનમા અપાયેલુ ભાષણ જરા ધ્યાનથી વાંચવાની કૃપા કરે એનાથી તેઓનુ કેટલુંક સમાધાન જરૂર જ થઈ જશે પરંતુ અણુવ્રતોના યથાર્થ પાલનથી જીવનમા થનારુ પરિવર્તન તો દરેકને માટે પોતાના અંતઃકરણમા અનુભવ કરવાનો વિષય છે તે વર્ણન લેખન કે પ્રદર્શનનો વિષય પણ નથી તેથી આ પ્રશ્નનો બરાબર ઉત્તર તો આ વ્રતોનુ યથાર્થ પાલન કરીને પોતાના અંતઃકરણથી જ પ્રાપ્ત કરવો જોઈએ

એક વાત વધારે એમ કહેવામા આવે છે કે આચાર્ય શ્રીતુલસીને અણુવ્રતી-સઘના સંસ્થાપક કહેવા તે ખોટુ છે આચાર્યશ્રીએ આવુ વ્રતોની શોધ કરવાનો કે એને નવીન આદર્શના રૂપમા જગતની સામે રજૂ કરવાનો દાવો ક્યારે પણ કર્યો નથી બીજા કોઇએ પણ એ વિષે એવુ કહ્યુ નથી સત્ય અને અહિંસાનો સિદ્ધાન્ત મહાત્મા ગાધીની અગાઉ પણ વિદ્યમાન હતો પરતુ એનો જે પ્રયોગ તેમના પોતાના અને આપણા જીવન પર 'સત્યાગ્રહ અને 'અહિંસાત્મક અસહયોગ' ના આવિષ્કાર સ્વરૂપે કરવામા આવ્યો તે ખરેખર જ નવીન હતો એ રીતે આચાર્ય શ્રીતુલસીનુ અણુવ્રતી સઘના નામથી કરવ માં આવતુ સગઠન અને તેના દ્વારા દરેક મનુષ્યના જીવનના નૈતિક ઉત્થાનને માટે કરવામા આવનારો પ્રયોગ પણ જરૂર નવીન છે ક્રાન્તિકારી પ્રયોગો આવી રીતે જ નવીન હોય છે અને આવી જ રીતે નવીન ઇતિહાસનુ નિર્માણ કરે છે આશા રાખવી જોઇએ કે અણુવ્રતી સઘનો આ પ્રયોગ પણ એક નવીન ઇતિહાસનુ નિર્માણ કરવામા સફળ થશે

અણુવ્રતી સઘના પ્રથમ અધિવેશનનું આ વિવરણ અમને આશા છે કે અનેક ભ્રાતિઓ અને ખોટી માન્યતાઓને દૂર કરવામા સહાયક થઇ શકશે એનાથી સઘનો પરિચય મેળવવામા જોઇતી સહાયતા મળી રહેશે અણુવ્રતોનો સ્વીકાર કરીને કલ્યાણ માર્ગના પથિક બનવા માટે પણ આ વિવરણ અનેકોને પ્રેરણા તથા સહાયતા આપી શકશે

જે ભાઇબહેનો આ સબધમા વધારે જાણવા ઇચ્છતા હોય અને વિશેષ સાહિત્યનુ અધ્યયન કરવા ચાહતા હોય તેઓ 'આદર્શ સાહિત્ય સઘ નયા બજાર, દિલ્લી'ના સરનામે પત્રવ્યવહાર કરવાની કૃપા કરે

દિલ્લી
૩ જૂન શનિવાર

સત્યદેવ વિદ્યાલકાર
સ્વાગત મત્રી

# અણુવ્રતી-સંઘ

## પહેલું

## વાર્ષિક અધિવેશન

આજ દેશમાં સર્વત્ર ફેલાયેલી—અનૈતિકતા ભ્રષ્ટાચાર અને લાંચ રૂશ્વતની બદી આદિના-કદાચારની વિરુદ્ધ તે એક રક્તહીન ક્રાંતિની જોરદાર લહરી હતી કે જેનો ઉદ્ગમ તે દિવસે દિલ્હી શહેરના મુખ્ય સાર્વજનિક કેન્દ્ર ટાઉન હોલમાં થયો. વડવૃક્ષના નાનકડા બીજને વાવવા સમાન તે ગંભીર અને શાંત અનુષ્ઠાન જે દૃઢ નિશ્ચયથી કરવામાં આવ્યું, તે જો રંગ પકડી શક્યું તો એમાં દેશનો કાયાકલ્પ કરવાની પ્રચંડ શક્તિ રહેલી છે. વ્યક્તિની દૃષ્ટિને અન્તર્મુખી બનાવીને તેને આત્મચિંતન અને આત્મપરીક્ષણમાં નિમગ્ન કરનારી આ પ્રવૃત્તિ શાંત હોવા છતાં પોતાની અંદર અતિપ્રચંડ શક્તિ ધરાવે છે. એનું દિવ્ય સ્વરૂપ એની ગંભીરતાથી આંકી શકાય છે. આ ભવ્ય સમારોહ તે દિવસે ૩૦મી એપ્રિલ રવિવારને રોજ દિલ્હીના ટાઉનહોલમાં અણુવ્રતી સંઘના પ્રથમ વાર્ષિક અધિવેશનના રૂપમાં એના સંસ્થાપક આચાર્ય શ્રી તુલસીના નેતૃત્વ અને સંરક્ષણ નીચે આશાતીત સફળતાની સાથે થયો. દિલ્હીની બપોરની સખ્ત ગરમીમાં પણ હાજર રહેલી સાત થી આઠ હજાર વ્યક્તિઓએ પહેલેથી છેક સુધી બધી કાર્યવાહીમાં પૂરે પૂરી શાંતિથી ભાગ લીધો. ચાંદની ચોકમાં આવેલા દિલ્હી મ્યુનિસિપાલીના ટાઉન હોલની પાછળના ભાગમાં એક સાદો મંડપ બનાવવામાં આવ્યો હતો. તે માનવમેદનીથી ઉભરાઇ ગયો. આચાર્યશ્રી તુલસી લગભગ સવા વાગે પધાર્યા. ટાઉન હોલ તરફના એક ઊંચા આસન પર તેઓ બિરાજમાન થયા. તેઓની બરાબર સામે પત્રકારો અને દિલ્હીની વિશિષ્ટ વ્યક્તિઓને બેસવાની ગોઠવણ હતી. ડાબી બાજુ

મહિલાઓને બેસવાની વ્યવસ્થા હતી જેમાં અણુવ્રત ગ્રહણ કરનાર
મહિલાઓ પણ સામેલ હતી સાધુ સંત અને સતીજીઓ પણ ઘણી મો
સંખ્યામાં હાજર હતા

બધી હાજરી આઠ થી આઠ હજારના આશરે હતી લગભગ
હજાર શ્રીપુરષો બહારથી પધાર્યા હતા દિલ્હીની જનતા અને બા
માણસો એ બધી કાર્યવાહીમાં ગંભીરતાથી ભાગ લીધો બપોરનો સમ
હોવા છતાં વાતાવરણ અત્યંત શાંત અને ગંભીર રહ્યું અધિવેશન
સાર્વજનિક સમારોહનું સ્વરૂપ આપવા છતાં ધાર્મિક સમારોહ જે
ગંભીરતા જળવાયેલી હતી આચાર્યશ્રી તથા સાધુસંતો અને સતીજીઓ
હાજરીમાં અધિવેશનને અત્યંત ગંભીર, શાંત અને ધાર્મિક સ્વરૂપ પ્રા
થયું હતું કોઈ પણ ધાર્મિક સમારોહ આ પ્રકારના વાતાવરણમાં આટ
શાંતિથી થયાનો આ અવસર અપૂર્વ હતો તે દૃશ્ય ખરેખર જોવા જે
હતું કે જ્યારે હાજર રહેલા અણુવ્રતીઓએ આચાર્યશ્રીની સામે ઊભ
થઈને પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી મુનિશ્રી નગરાજજીએ અહિંસા
અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ સંબંધી પ્રતિજ્ઞાઓ અનુક્રમે
વાંચી અને પાંચે વાર અણુવ્રતીઓએ ઊભા થઈને પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી

## અધિવેશન પ્રારંભ

રોઢ વાગ્યાના સુમારે આચાર્યશ્રીએ અધિવેશન શરુ થય
ઘોષણા કરી નમસ્કાર મંત્રના ઉચ્ચારણની સાથે મંગલ તે
તેઓશ્રી નીચેના પદો બોલ્યા અને તેનો ભાવ પણ સરલ શબ્દો
વ્યક્ત કર્યો

### મંગલાચરણ

णमो अरिहंताण ।

णमो सिद्धाण ।

णमो आयरियाण ।
णमो उवज्झायाण ।
णमो लोए सव्वसाहूण ।
सिद्धाण णम्मो किच्चा, सजयाण च भावओ ।
अत्थधम्मगइ तच्च, अणुसिट्ठिं सुणेह मे ।
चत्तारि मगल । अरिहता मगल । सिद्धा मगल ।
साहू मगल ।
केवली-पन्नत्तो धम्मो मगल ॥
बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्व शकरोऽसि भुवनत्रयशकरत्वात् ।
धाताऽसि धीरशिवमार्गविधेर्विधानात्
व्यक्त त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥
तुभ्य नमस्त्रिभुवनार्त्तिहराय नाथ,
तुभ्य नम क्षितितलामलभूषणाय ।
तुभ्य नमस्त्रिजगत परमेश्वराय,
तुभ्य नमो जिनभवोदधिशोषणाय ॥
एव खु णाणिणो सार ज न हिंसइ किंचण ।
अहिंसा समय चेव, एयावन्त वियाणिया

જ્ઞાનીની જ્ઞાનપ્રાપ્તિનો સાર એ છે કે કોઈની હિંસા કરવી નહિ
અહિંસાનો એજ માર્ગ એ માત્ર વિજ્ઞાન છે

रागो य दोसो बीअ कम्मबीअ,
कम्म च मोहप्पभव वदन्ति ।
कम्म च जाई मरणस्स मूल,
दुक्ख च जाई मरण वयन्ति ॥

રાગ અને દ્વેષ, એ બે કર્મના બીજ છે કર્મ મોહથી પે । થાય છે જન્મમૃત્યુનુ મૂળ કર્મ છે જન્મ મૃત્યુને દુ ખ કહેવાય છે

दुक्ख हय जस्स न होइ मोहो,
मोहो हओ जस्स न होइ तण्हा ।
तण्हा हया जस्स न होइ लोहो,
लोहो हओ जस्स न किंचणाई ॥

તેનુ દુ ખ હણાયુ છે જેને મોહ નથી તેનો મોહ હણાયો છે, જેને તૃષ્ણા નથી તેની તૃષ્ણા હણાઈ છે જેને લોભ નથી તેનો લોભ હણાયો છે, જેને કોઈ પણ પ્રકારની આસક્તિ નથી

इम च मे अत्थि इम च नत्थि,
इम च मे किच्चमिम अकिच्च ।
त एवमेव लालप्पमाण,
हरा हरति त्ति कह पमाओ ॥

આ મારુ છે, આ મારુ નથી આ મારે કરવાનુ છે, આ મારે કરવાનુ નથી એવી એવી કલ્પનાઓ કરતા કાળ લઈ જાય છે, ત્યા પ્રમાદ કેવી રીતે કરાય ?

वियाणिया दुक्खविवड्ढण धण,
ममत्तबध च महाभयावह ।
सुहावह धम्मधुर अणुत्तर,
धारेह निव्वाण गुणावह मह ॥

એમ સમજો કે–ધન દુ ખને વધારનારુ છે, મમત્વ બધન મહા ભય કર છે ધર્મ જ સુખ અને સર્વશ્રેષ્ઠ છે, મહાન્ છે અને નિર્વાણનો ઉપાય છે તેનો સ્વીકાર કરો

न त अरी कण्ठछेत्ता करेइ
ज से करे अप्पणिया दुरप्पा ।
से नाहिइय मच्चु मुहं तुपत्ते
पच्छाणुतावेण दयाविहूणो ॥

જેવો અનર્થ કંઠ કાપનારો શત્રુ નથી કરતો, તેવો અનર્થ પોતાની દુષ્પ્રવૃત્તિઓ કરે છે મૃત્યુના મુખમાં જઈ પડતાં એનું ભાન થાય છે પછી દયાહીન પુરુષો પશ્ચાત્તાપ કરે છે

अप्पाहु खलु सयय रक्खियव्वो,
सव्विदिएहिं सुसमाहिएहिं ।
अरक्खिओ जाइ पहं उवेइ,
सुरक्खिओ सव्वदुहाण मुच्चइ ॥

આત્માની સતત રક્ષા કરવી જોઈએ એનો ઉપાય ઇન્દ્રિયોની સમાધિ છે અરક્ષિત આત્મા જન્મ મરણની વૃદ્ધિ કરે છે અને સુરક્ષિત આત્મા સર્વ દુ ખોમાંથી મુક્ત થાય છે

## પ્રાર્થના

આ મંગળપાઠ પછી સતીજીઓએ નીચેની પ્રાર્થના કરી

સકલ જગતકે તુમહી,
ભગવન વિશ્રામ હો।
તુમ અનઘ અરૂપ અરૂજ હો।
પ્રાણીકે પ્રાણ હો।
તુમ સર્વદર્શી સમદર્શી
સતત નિષ્કામ હો।

તુમ હો નીક સમતા કે,
વૈષમ્યમે પરે
હમમે ભી સમતાકે પ્રતિ,
નિત ઉદ્દામ હો,
મતપક્ષ વિવર્જિત તુમ હો,
ધ્રુવ સત્ય હે પ્રભો
તુમ સત્યગવેષક તો ફિર
હઠમેં કયો નામ હો
ાગાદિદોષ જેતા,
સમકે નમુસ્મ
વિધિ હરિ-હર જિનમે કુછ ભી
ચાહે ફિર નામ હો

મુનિ શ્રીનથમલજીએ અધિવેશનનો નક્કી થયેલો કાર્યક્રમ વાંચી સભળાવ્યો

સ્વાગત-ભાષણ

હિન્દીના યશસ્વી પત્રકાર શ્રીસત્યદેવ વિદ્યાલંકારે ગમ્ભીર અને સ્થિરવ ણીમા સ્વાગત ભાષણ વાચ્યુ તેમણે કહ્યુ કે—

પૂજ્ય આચાર્યશ્રી સન્તસતીજી! અણુવ્રતી ભાઈ બહેનો અને અન્ય ઉપસ્થિત સજ્જનો!

આપનુ સ્વાગત કરતા પહેલા આ બપોરની સખ્ત ગરમીમાં આપને અહીં આવવા માટે જે તકલીફ આવી છે, તેના માટે આપની પાસે ક્ષમા માગવા ઇચ્છુ છુ દિલ્લીના બપોર કેટલા ગરમ હોય છે તેનો સામાન્ય ખ્યાલ હોવા છતા, અમે એ કલ્પના ન કરી શક્યા કે મેત્રણુ દિવસમા જ ગરમીનો પ્રકોપ આવ્લો

બધો વધી જશે આ ગરમીને જોતા કેટલાક સજ્જનોએ સૂચવ્યુ હતુ કે અધિવેશન મુલતવી રાખવુ અને તેના સમયમા ફેરફાર કરવો પરતુ અણુવ્રતીને માટે એ શોભાસ્પદ ન હતું કે તેઓ પોતાના પરેના જ આર્વજનિ વન કે સકલ્પમા કુદરતથી હારી જાય અને સમય અથવા વિક્રમમા ફેરફાર કરે અમે વિચાર કર્યો કે અણુવ્રતીઓને આપણે જે અગ્નિપરીક્ષામા મૂકવાના છે તેનો પ્રારભ ભલે અલ્પ-રૂપમા જ થાય છતા શા માટે પૂર્વયોજના મુજબ જ ન કરવો ? વળી જે ભાઈબહેનો આ અધિવેશનને માટે જ દૂર દૂર થી પધાર્યા છે તેમની અગવડનો વિચાર પણ કરવો રહ્યો અમને પૂર્ણ વિશ્વાસ છે કે આપ સધા અને બહારથી પધારેલા ભાઈબહેનો ગરમીના ઉપદ્રવને, કિનારાની અગવડને ખાવાપીવાની મુશ્કેલીને અને આવવા જવાની તકલીફને ભૂલી જશો આ આશા અને વિશ્વાસથી હુ આપ બધાનુ હાર્દિક સ્વાગત કરું છુ

## મારો સકોચ

જ્યારે મને સ્વાગત મત્રી થવા ઉપરાત સ્વાગત ભાષણ કરવાની જવાબદારી સોપવામા આવી, ત્યારે મને સકોચ થયો અને હુ ભારે મુઝવણમા પડી ગયો અણુવ્રતી સઘનો પહેલો પરિચય ગયા વર્ષે હુ જયપુર ગયો ત્યારે થયો હતો સઘની પરિચય પુસ્તિકા હુ એક જ શ્વાસે જોઈ ગયો પછી મે એનુ અધ્યયન પણ કર્યું તે જ વખતે હુ સઘ તરફ આકર્ષિત થયો હતો સઘના આ અધિવેશનની ચર્ચા થતા એને હૃદયગમ બનાવવા માટે ફરી એક વાર હુ એનુ વાચન કરી ગયો આપણા દેશ અને દેશવાસીઓ માટે એની આવશ્યકતાનો અનુભવ હુ પહેલા જ કરી ચૂક્યો હતો તેથી મારા સકોચ અને મુઝવણને દૂર થતા બહુ વાર ન લાગી એટલે મારા સાથીઓના નિર્ણયને મે આજ્ઞા ગણીને માથે ચઢાવ્યો પરતુ સ્વાગતનુ કામ કંઈ મામૂલી નથી મહારાજ યુધિષ્ઠિરના રાજતિલક પ્રસગે સ્વાગતનુ

કામ ભગવાન્ શ્રીકૃષ્ણને સોંપવામાં આવ્યું હતું. એમના જેવી વિદ્વત્તા, યોગ્યતા, અનુભવ, કાર્યકુશલતા અને બધાથી વધારે તો અલૌકિક ગુણ અને અલૌકિક વ્યક્તિત્વ જેનામાં નથી તે સ્વાગતનો ભાર તથા તેની જવાબદારી કેવી રીતે ઉપાડી શકે ? પરંતુ એ વાતનો મને પરમ સંતોષ છે કે અણુવ્રતી સંઘ એવા માણસોની સંસ્થા છે કે જેઓ જીવનમાં વધારેમાં વધારે સ્વાવલંબી બનવાની ઈચ્છા રાખે છે, જે દુનિયાને ભારરૂપ ન થતાં બીજાનો ભાર પોતાના ખભા પર ઉઠાવવાને ચાહે છે, અને જેઓ દુનિયાની પાસેથી ઓછામાં ઓછું લઈને તેને વધારેમાં વધારે આપવાની સાધના અંગેની તૈયારીમાં જોડાઈ જવાને ઈચ્છે છે. એવા ભાઈ બહેનોના સ્વાગતનો ભાર અને જવાબદારી હોઈ જ શું શકે ?

## ક્રાંતિકારી-સ્વરૂપ

અણુવ્રતી સંઘ એક સંસ્થા, સંગઠન, આંદોલન અને યોજના છે, કે જેની આગળ આજના લોકોયાગ્ને દેખતાં 'ક્રાન્તિકારી' વિશેષણ વિના સંકોચે વિના સંદેહે લગાડી શકાય તેમ છે. મારા કમ મારૂં આકર્ષણ તો એના એ ક્રાંતિકારી સ્વરૂપને લીધે જ થયું છે. સાંપ્રદાયિકતા અને સંપ્રદાયવાદમાં જ નહિ, પરંતુ ધર્મ કર્મના આજકાલના રૂપરંગમાં મને જરા જેટલીયે શ્રદ્ધા કે વિશ્વાસ નથી. આગ મિત્રો છુટથી મને 'નાસ્તિક' કહી રહ્યા છે. તેથી આ સંઘમાં હું જોડાયો તે અંગે તેમાના કેટલાકને આશ્ચર્ય, સંદેહ અને અવિશ્વાસ પણ છે. ઉંના થોડા દિવસોમાં એક મોટા સરકારી અધિકારીએ મને પૂછ્યું કે 'તમે પણ શું એ સંપ્રદાયના છો ?' મેં એમને તરત જ ઉત્તર આપ્યો કે હું બધા સંપ્રદાયનો છું અથવા બધા કોઇ પણ સંપ્રદાયનો નથી. જે કંઈ બધા સંપ્રદાયોમાં સમાન રૂપથી છે તેને જે માને છે તે બધા સંપ્રદાયોને સ્વીકારવાનો દાવો કરી શકે છે અને જે કંઇ એક બીજાથી વિરુદ્ધ છે, તેને નહીં માનનારાનો બધા તિરસ્કાર

કરી શકે છે સમાજમા ક્રાંતિ કરવાની આકાંક્ષા રાખનારાઓ માટે આ તિરસ્કાર જ સૌથી મોટો પુરસ્કાર છે તેથી એવા ક્રાંતિકારીઓએ એ લોકાપવાદને અમૃત માનીને પોતાના લક્ષ્ય પર અડગ રહીને, સ્વીકૃત માર્ગ પર આગળ જ વધ્યા કરવું જોઇએ

## નક્કર સંસ્થા

મને એમા જરા પણ સંદેહ કે શંકા નથી કે અણુબોંબ અને હાઇડ્રોજન બોંબના આ જમાનામા અણુવ્રતી સંઘ જેવી એક નક્કર સંસ્થાની આવશ્યકતા માત્ર આપણા દેશને જ નહિ, પરંતુ બે મહાયુદ્ધોના ભીષણ આઘાતથી અત્યંત ઘવાયેલા વિશ્વની સમસ્ત દુખી જનતાને પણ છે બધા સંપ્રદાયો અને ધર્મમા જે કંઇ શ્રેષ્ઠતમ મૌલિક તત્ત્વ છે, તેનો સમાવેશ સંઘની લગભગ ૯૦ પ્રતિજ્ઞાઓ અથવા સૂત્રોમા થઈ જાય છે આ સૂત્રોને માનવ જીવનની એવી રૂપરેખા કહી શકાય તેમ છે કે જેનો સ્વીકાર બધા ધર્મો, સંપ્રદાયો, વર્ગો, જાતિઓ દેશો અને રાષ્ટ્રોના લોકો કોઈ પણ ભેદ કે સંકોચ વિના કરી શકે છે

## પૂર્વ અને પશ્ચિમની દૃષ્ટિ

ભાઇઓ અને બહેનો !

પૂર્વ અને પશ્ચિમની દૃષ્ટિમા સહુથી મોટો મૌલિક તફાવત એ છે કે પ્રથમની દૃષ્ટિ અંતરંગ છે, જ્યારે બીજાની દૃષ્ટિ બહિરંગ છે આ બીજા પ્રકારના લોકો બધી સમસ્યાઓને બાહ્ય દૃષ્ટિએ જ જુએ છે અમેરિકાને પોતાની રક્ષા માટે આટલાંટિક મહાસાગરના આ કિનારે યૂરોપના દેશોમા કિલ્લેબંદી કરવી આવશ્યક જણાય છે બીજી બાજુ તે પ્રશાંત અને હિંદી મહાસાગરમા મથકો જમાવવાનું આવશ્યક સમજે છે તેને એ વાતની ચિંતા કે ફિકર નથી કે તેમાં કેટલા નાના મોટા બીજા દેશો કોની મદદ રગદાઈ જશે બે મહાયુદ્ધોમા લાખો

માનવમુ બનિ ન આપ્યા પછી પણ આ લોકો ... શીખ્યા નથી તેઓ પોતાના એ જ માર્ગ પર અસ્ખલિત ગતિએ નિરંતર ચાલ્યે જ જાય છે વિનાશની નરામા નરી અને ભીષણમા ભીષણ શોધોના દિલ કંપાવનારા સમાચારો વમગજના સંદેશ રૂપે દર ચાર છ માસે આપવામા આવે છે રૂઝવેલ્ટ ચર્ચિલ સ્ટેલિન હિટલર, મુસોલિની, ટોજો અને તેમના જેટલા પણ સાથીઓ છે તે બધા ઈશ્વર, ધર્મ અને શાંતિના નામે જ આ બધુ કરતા હતા આજે પણ તેવા નામે જ બધુ કામ ચાલી રહ્યુ છે અને અણુબોમ્બના ગર્ભમાથી વિશ્વશાંતિને જન્મ આપવાનો પ્રયત્ન થઈ રહ્યો છે પરંતુ આજે પણ મનુષ્ય ઈશ્વર ધર્મ અને શાંતિથી તેટલો જ દૂર છે કે જેટલો તે વિશ્વયુદ્ધમા અને તેની પહેલા હતો

પશ્ચિમની વિચારધારા અને જુદા જુદા પ્રકારે યુદ્ધવિષયક શોધોની માફક નિષ્ફળ જવાનુ મુખ્ય કારણ એ છે કે તે મનુષ્યની અંદર છુપાયેલ રહેલી મહત્તાને ન જગાડતા તેને સદા થી ઇન્જેક્શન મારવાનો પ્રયત્ન કરે છે એમના પ્રયત્નનુ ધ્યેય વ્યક્તિ કે તેનો આત્મા નથી પરંતુ સમાજ અથવા સમષ્ટિ છે કે જેની આગળ વ્યક્તિનુ નથી તો કોઈ અસ્તિત્વ કે નથી કોઈ મહત્ત્વ આજે સમષ્ટિનુ સ્થાન પણ રાષ્ટ્ર લઈ લીધુ છે આ રાષ્ટ્રવાદ પણ—જેમા વ્યક્તિ માત્ર તોપ નન્દુક અને ગોળીઓનો ખોરાક બની ગઈ છે—કેટલુ બીભત્સ રૂપ ધારણ કરી ચૂક્યો છે? જે ઇર્ષ્યા દ્વેષ વૈમનસ્ય તથા મનુષ્ય માત્ર અમુક વ્યક્તિઓ પૂરતા મર્યાદિત હતા, તે રાષ્ટ્રવ્યાપી બની ગયા છે એનુ પરિણામ એ આવ્યુ છે કે ઘાત પ્રતિઘાત અને હિંસા પ્રતિહિંસામા પડી ગયેલો આજનો મનુષ્ય પોતાના હાથે જ પોતાના વિનાશની ચિતા રચવા લાગી ગયો છે અને આશ્ચર્ય તો એ છે કે આ મૂર્ખતાપૂર્ણ વિનાશને જીવન માની લેવામા આવ્યુ છે યુદ્ધમા શાંતિ અને વિનાશમા જીવન માનનાર પશ્ચિમના મનુષ્યને સુખ અને શાંતિ ક્યારે કેમ અને ક્યાંથી મળી શકે?

## આપની માન્યતા

આપણી માન્યતા પશ્ચિમની આ માન્યતાથી સર્વથા ભિન્ન છે આપણે એમ માનીએ છીએ કે પ્રત્યેક મનુષ્યના હૃદયમા મહાનતા છુપાયેલી છે જે પશુતા મનુષ્યના સર્વ અંગ પર છવાઈ જવા ઇચ્છે છે, તેનો પ્રતિકાર આ મહાનતાને જાગૃત કરવાથી જ થઈ શકે છે તેથી આપણા બધા ધર્મો, બધા સંપ્રદાયો બધા ધર્માચાર્યો અને બધા મહાપુરુષો મનુષ્યની આ સ્વાભાવિક મહાનતાને જાગૃત કરવાનો પ્રયત્ન કરે છે 'ઉઠો જાગો અને શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરો' ની ઘોષણા સભવત દુનિયામા સૌથી સબળ ગાજી રહી છે જ્યારથી આ સૃષ્ટિમા મનુષ્યે પોતાની આંખો ઉઘાડી છે જરા કલ્પના તો કરો કે નિર્જીવ જણાતા અણુમા પ્રલય મચાવનારી ભયકર શક્તિને જગાડનાર માનવ આત્મામા કેટલી પ્રચડ શક્તિ કેટલી તેજસ્વિતા અને કેટલી મહાનતા છુપાઈ રહેલી હશે? આ અણુવ્રતી સઘ એ શક્તિને જગાડવાનો એક વિનમ્ર પ્રયાસ કરવાનુ ઇચ્છે છે જો અણુ અને હાઈડ્રોજનની શક્તિને લગતી શોધખોળોને વિજ્ઞાનના જગતમા મહાન ક્રાન્તિનું નામ આપી શકાય છે તો આત્માની આ અદ્ભુત શક્તિને જાગૃત કરનાર અને મનુષ્યની આ રીતે શુદ્ધિ કરનારા પ્રયત્નને ક્રાતિ અને પ્રચડ ક્રાતિ નુ નામ કેમ ન આપી શકાય? અણુવ્રતી સઘ આ દૃષ્ટિથી એક મહાન્ ક્રાતિકારી પ્રયોગ છે માનવની મહાનતાને દાબી દેવાનો પ્રયત્ન કરનારી પશુતાનો એક સબળ અને સુનિશ્ચિત પ્રતિકાર છે અનૈતિકતા તરફ લઈ જનાર ઘોર અધકારને દૂર કરનારો એક દિવ્ય પ્રકાશ છે અનાચાર અથવા ભ્રષ્ટાચારના ઊંડા ખાડામા ઊંધા મોઢે ગબડાવી પાડનારી કુપ્રવૃત્તિઓથી બચવાનો સીધો માર્ગ બતાવનારી એક સ્પષ્ટ ચેતાવણી છે

## વિશ્વનો કાયાકલ્પ

પ્રત્યેક મનુષ્યનો આત્મા જ્યારે આ રીતે જાગી ઊઠશે, ત્યારે સમાજ, રાષ્ટ્ર તથા વિશ્વનો કાયાકલ્પ થઈ જશે તેથી આ નાના સરખા પ્રયત્નમા

પણ વિશ્વનો કાયાકલ્પ કરવાની મહાન શક્યતા છુપાયેલી છે. આપણી આજની કલ્પનાઓનું સ્વરૂપ નાનું હોઈ શકે છે, પણ તેનાથી પ્રેરાયેલા પ્રયત્નોનું આવતી કાલે આવનારું પરિણામ આપણી તે કલ્પના કરતા સેંકડોગણું હજારોગણું વધારે મોટું વિશાળ અને વ્યાપક હશે તેમાં કોઈ શક નથી. આ શ્રદ્ધા, વિશ્વાસ અને આશાથી આપણે આપણા આ પ્રયત્નમા નવેસરથી ઝુકી પડવાનું છે. એ જ આપણા આ અધિવેશનનું લક્ષ્ય છે.

## બાહ્ય બંધનની અસફળતા

એક વખત એવો હતો કે જ્યારે વ્યક્તિપર ધર્મ અને સમાજ વ્યવસ્થાનો અંકુશ બહુ કડક હતો. આજે રાષ્ટ્રનો અંકુશ ચારે બાજુ ફેલાયેલો છે. સરકારી કાયદાઓને બધી બીમારીઓની ગમબાણ દવા માનનારાઓની આંખો પોતાના દેશની આજની સ્થિતિથી ઉઘડી જવી જોઈએ. રાજનીતિમા મહાત્મા ગાંધીના સત્ય અને અહિંસાના મહાન પ્રયોગને હસી કાઢનારાઓએ અને સ્વરાજ્ય મળી જતા સરકારી કાયદાઓની જાદુઈ લકડીથી સર્વ કાંઈ ચપટી વગાડીને કરી લેવાની શેખાઈ કરનારાઓએ પણ આજે એ જોઈ લીધુ છે કે સરકારી કાયદાઓ સંખ્યામા જેટલા વધતા જાય છે અને નિયંત્રણમા જેટલા કઠોર બનતા જાય છે તેટલાજ પ્રમાણમા અનીતિ કાળાબજાર ભ્રષ્ટાચાર, લાંચરૂશ્વત અને અનાચાર વધી રહ્યો છે. ધર્મના બંધનો અને સમાજની વ્યવસ્થા શિથિલ પડી જતા અને સરકારી કાયદાઓનું દેવાળુ નીકળતા માત્ર એક જ માર્ગ બાકી રહ્યો છે કે પ્રત્યેક વ્યક્તિ પોતાને માટે કાંઈક બંધન, વ્યવસ્થા, મર્યાદા અથવા નિયંત્રણનો સ્વીકાર કરે અને સચ્ચાઈ તથા ઇમાનદારીથી એનું પાલન કરે. અણુવ્રતી સંઘની સ્થાપનામા આ જ મૂળભૂત તત્ત્વ છે. પ્રત્યેક અણુવ્રતી સ્વયં પોતાનો સાક્ષી છે, સ્વયં શિષ્ય અને ગુરુ પણ છે. સંસારી મનુષ્યમા આ સહજ અને સ્વાભાવિક ભાવનાને જાગૃત કરવી એજ આપણી સંઘનું

સંસ્થા અને સંગઠનના રૂપમાં સહુથી મોટું કામ છે એના માટે જ અહિંસા સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહના વ્રત પાલનની નિષ્ઠા જે વ્યક્તિગત જીવન હોવું જોઈએ, તે આ સંસ્થા અને સંગઠનનો મૂળભૂત આધાર છે

### રાષ્ટ્રીય ઉપયોગિતા

આપણા લોકશાહી રાષ્ટ્રે પોતાના માટે સંપ્રદાયનિરપેક્ષ આદર્શનો સ્વીકાર કર્યો છે તેના એ આદર્શને પુષ્ટ કરવા માટે એવી સંસ્થાઓ અને સંગઠનોની ખાસ આવશ્યકતા છે જે સંપ્રદાયની સંકીર્ણતા, અનુદારતા અને અસહિષ્ણુતાથી તદ્દન રહિત હોય આપણી આ સંસ્થાનું સ્વરૂપ એવું જ છે સર્વે ધર્મો સંપ્રદાયો, વર્ગો અને શ્રેણીઓના લોકો માટે એનો માર્ગ ખુલ્લો છે આજે પણ એમાં બધા લોકો સામેલ છે તેથી રાષ્ટ્રીયતાપ્રધાન પ્રવૃત્તિ ન હોવા છતાં આ સંઘ રાષ્ટ્રના શક્તિ અને બળમાં અભિવૃદ્ધિ કરનારો છે રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ એની ઉપયોગિતા નિર્વિવાદ છે

કેટલાક લોકોને એ વાતનો વાંધો છે કે એક ખાસ સંપ્રદાયના આચાર્ય જ એના નાયક કેમ છે? તેઓને એમાં સાંપ્રદાયિકતાની ગંધ આવી રહી છે તે સંબંધી એટલું જ જણાવવાનું કે આચાર્યશ્રીના વિચારો અને ઉપદેશોમાં સાંપ્રદાયિકતાની ક્યાંય જરા પણ નથી તેઓ એનો નિરંતર વિરોધ કરી રહ્યા છે આચાર્યશ્રીએ પોતે જ આ સંસ્થાને અસાંપ્રદાયિક આકાર આપ્યો છે તેઓ તો તેરાપંથને પણ એક સંપ્રદાય ન ગણતાં એક ક્રાંતિ માની રહ્યા છે તેઓ એને મારા પંથ ન કહેતાં તેરા પંથ એટલે ભગવાનનો કે માનવનો પંથ કહે છે તેથી એવી કોઈ આશંકા કે સંદેહ ઊભો કરવો નકામો છે ભગવાન કૃષ્ણને પણ જ્યારે અર્જુનને કહેવું પડ્યું હતું કે 'મામેકં શરણં વ્રજ' તે 'મામેકં' માં જેને સંકીર્ણતા કે સાંપ્રદાયિકતા દેખાતી નથી તેમને આ સંસ્થા અને સંગઠનના આ સ્વરૂપમાં પણ શું ખૂંચે કે શંકા

ગી ન જોઇએ અને તેને સઘ બનાવવામા પોતાનો પૂરો સહયોગ આપવો જોઇએ

હુ ફરી એક વાર આપ સહુનુ હાર્દિક સ્વાગત કરૂ છુ

## અણુવ્રતી-સઘની સ્થાપનાનુ મહત્ત્વ

### મુનિશ્રી નથમલજીનુ ભાષણ

સ્વાગત ભાષણ પછી અણુવ્રતી સઘની સ્થાપનાનુ મહત્ત્વ દર્શાવતા મુનિ શ્રી નથમલજીએ પોતાના હૃદયગ્રાહી મર્મસ્પર્શી ભાષણમા કહ્યુ કે—

અણુશક્તિના યુગમા અણુવ્રતી સઘની સ્થાપના એક મહત્ત્વ પૂર્ણ ઘટના છે, એ ભૌતિકતા પર અધ્યાત્મનો વિજય છે માનવ જુદા જુદા સમાજો જાતિઓ અને વર્ગમા રહેતો આવ્યો છે જ્યારે જ્યારે જેવી આવશ્યકતા હોય છે ત્યારે ત્યારે તેવો જ સમૂહ બને છે બે દિવસ આગળ કે પાછળ આ સઘનુ સ્વરૂપ શાશ્વતિક છે છતા એનુ વર્તમાન સ્વરૂપ સામયિક આવશ્યકતાનુ પરિણામ છે અનૈતિકતાથી ઉદ્વેજિત માનવનો સ્વર ધીમો અને ઠડો પડી ગયો છે શ્રદ્ધા અને કર્મનો મેળ રહ્યો નથી કથની અને કરણીમા પૂર્વ અને પશ્ચિમ જેટલુ અતર છે સત્ય માત્ર જ્ઞાનનો વિનોદ જ રહી ગયુ છે શુષ્ક તર્કવાદના બાડામા હૃદય વિલીન થઈ ગયુ છે ભારતીય તત્ત્વવિદોએ કહ્યુ છે કે સત્યની શોધ અને આચરણ એ પૂર્ણમાર્ગ છે જ્ઞાન પાગળુ છે કર્મ આધળુ શ્રદ્ધાને મસ્તક હોતુ નથી જ્ઞાનને હૃદય પૂર્ણ બનવુ હોય તો બધાનો સમન્વય કરીને ચાલો ચાલનારો થોભી જવાને ઇચ્છતો નથી એને ફક્ત એક દિશા સકેત જોઇએ આચાર્ય શ્રીતુલસીએ તે તમને આપેલ છે સેકડો વ્યક્તિઓ ચાલવાને તૈયાર થયા છે ગૃહસ્થોએ ભૌતિક દુનિયાના મગમગાટમા રહેવા છતા, જે દૃઢ સકલ્પ કર્યો છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે

હુ ઇચ્છુ છુ કે આ પ્રવૃત્તિઓ દૃષ્ટિકોણમા પરિવર્તન નાને અનિ઼ યોગી છે એથી જીવન સુવરતુ નથી સુવારના કોઈ બાહ્ય વસ્તુ નથી તે આત્માની અતરગ પ્રવૃત્તિ છે કાર્ય દૃ ભાવનાની મર્યાદા તોડી શકતુ નથી લોકો કહે છે કે બુરાઓ બહુ વધી ગઇ એ સાચુ પણ છે પરતુ તે છેવા ? એ પણ વિચાર્યુ હશે ? જડમા કોઈ બુરાઈ કોઈ શક્તી નથી જે ભલાઈ કરવાનુ જાણતા નથી તે બુરાઇ પણ કેવી રીતે કરે ? ભલાઈ અને બુરાઇનુ યત્ર બીજાને માનવા એ ભૂલ છે તેથી આપણા ઋષિઓએ 'सपिक्खए अप्पगमप्पगाण' 'પોતે પોતાને જ જુઓ અને સુધારો' એવો ઉપદેશ આપ્યો અણુવ્રતી સઘનો આધારસ્થભ એજ છે એને સમજી લેવાથી દુનિયાની કોઈ સમસ્યા મુઝવી શકશે નહિ એવો મને વિશ્વાસ છે

## શુભ-સંદેશ

સ્વાગત મત્રી શ્રી સત્યદેવ વિદ્યાલકારે અધિવેશન પર આવેલા સદેશાઓ સભળાવતા કહ્યુ કે આપણે અધિવેશનનુ કાર્ય આ સ્વરૂપમા જલદી શરૂ કરી શક્યા નહિ સ્વાગત સમિતિ તરફથી નિમત્રણો મોકલવામા બહુ વિલબ થઈ ગયો આપણા વડા પ્રધાન પડિત જવાહરલાલ નેહરુએ આપણા પર બે પત્રો પાઠવ્યા છે અને બન્ને પત્રોમા સમયના અભાવથી હાજર રહેવાની તથા વિસ્તૃત સદેશો મોકલવાની અશક્તિ પ્રકટ કરી છે આચાર્યશ્રી બે દિવસ પહેલા જ રાષ્ટ્રપતિની વિનતિથી ગવર્નમેંન્ટ હાઉસ' મા પધાર્યા હતા, જ્યા રાષ્ટ્રપતિ ડોક્ટર રાજેન્દ્રપ્રસાદજીની સાથે અનેક વિષયો પર અને ખાસ કરીને અણુવ્રતી-સઘની બાબતમા ઘણો વાર્તાલાપ થયો રાષ્ટ્રપતિ આ સઘ પ્રત્યે ઘણી અભિરુચિ ધરાવે છે તેઓએ સફળતાની આશા રાખતા એવો અભિપ્રાય જાહેર કર્યો કે પ્રચાર, ઉપદેશ અને સહિષ્ણુતાથી તેઓનો સદેહ દૂર કરો કે જેઓને આમા સકીર્ણ સાપ્રદાયિકતા નજરે પડે છે કાલે અમે શિક્ષા મત્રી મૌલાના અબુલ કલામ આઝાદ સાહેબને ત્યા ગયા હતા

શિક્ષાપ્રેમી શ્રી કુમાર ઢગીગને પણ મળવાનું થયું મહાસમર્થ કારાગારીની મેડક તથા અન્ય મયોના મારફત તેઓએ અહીં પધારવની અશક્તિ જાહેર કરી તો પણ અમને કેટલાક સદેશાઓ પ્રાપ્ત થયા કે ને બીજા પ્રાપ્ત થશે એવી આશા છે તે બધા આપ અધિવેશનના વૃત્તાતમા વાચી શકશો શ્રીયુત ગજ્જોપાલાચારી, મુંબઈના ગવર્નર ગમ્ન મહારાજસિંહ, વડા પ્રધાન શ્રી માન મગાધર ખેર ઓરિસાના તત્કાલીન વડા પ્રધાન શ્રી હરિકૃષ્ણ મહેતાબ, શાતિનિકેતનના શ્રી ગુરદયાલ મલ્લિક તથા અન્ય સજ્જનોના સદેશાઓ તેમણે વાચી સભળાવ્યા

પ્રાપ્ત થયેલા બધા સદેશાઓ આ વિવરણના છેડે પરિશિષ્ટમા આપેલા છે

## સંક્ષિપ્ત વાર્ષિક કાર્ય વિવરણ

મુનિશ્રી નથમલજી સ્વામીએ સઘની પ્રગતિનો નીચે જણાવેલ હેવાલ વાચી સભળાવ્યો —

સવત ૧૯૯૩ ના ભાદરવા માસમા જ્યાર આચાર્ય શ્રીતુલસીના ખભે શ્રી જૈન શ્વેતામ્બર તેરાપથ સમ્પ્રદાયના આચાર્યપદનો ભાર આવી આવ્યો, ત્યારથી તેઓનુ વ્યક્તિગત જીવન લોકજીવનમા પલટાઈ ગયુ બાવીશ વર્ષના એક નવયુવાન હોવાના કારણે તેઓના વિચારમા નવીનતમ કાર્યક્રમ અને કાર્ય કરવામા અભિનવ ચેતના અને અભિનવ સ્ફૂર્તિ હતી ફલ એ આવ્યુ કે થોડા જ વર્ષોમા લાખો મનુષ્યોના હૃદય પર તેમના અમર ભાવોની રેખાઓ અકિત થઇ અનીતિના ઘોર અધકાર તરફ જઈ રહેલી જનતાને એકાએક પ્રકાશ જ દષ્ટિગોચર થવા લાગ્યો જુદા જુદા પ્રાતોના અનેક વિખ્યાત વિચારક પુરુષો તેઓની સામે પોતાના વિચારો રજૂ કરવા લાગ્યા કે આજે ભારતની જનતાનુ જે નૈતિક પતન થઈ ગયું છે તેને સાર

કર્યો તેઓશ્રીએ પોતાના ભાષણમાં અણુવ્રતી-સંઘની આવશ્યકતા, ઉદ્દેશ્ય અને તેની રૂપરેખા પર વિસ્તૃત પ્રકાશ પાડ્યો. તે ઉદ્ઘાટન સંદેશ 'અણુવ્રતી-સંઘ અને અણુવ્રત' પુસ્તિકાના ૬૩-૬૪ પર છપાયેલ છે. ઉદ્ઘાટન ભાષણ પછી પહેલો કાર્યક્રમ મંગલમય રીતે સમાપ્ત થયો.

બીજો કાર્યક્રમ સવારના લગભગ નવ વાગે શરૂ થયો. ક્રમશઃ વિધાન અને અણુવ્રત, જે હજી સુધી અપ્રકાશિત હતાં તે વાંચી સંભળાવવામાં આવ્યા. વ્રતોની સુગમતા, કઠિનતા અને નવીનતા વગેરેને લીધે લોકોમાં હર્ષ, ભય, કુતુહલ, જિજ્ઞાસા આદિ જુદા જુદા ભાવો અને જુદા જુદા રસોનો જાણે ઉદ્રેક થઈ ગયો. એ પ્રમાણે બીજો કાર્યક્રમ પૂરો થયો.

ત્રીજો કાર્યક્રમ મધ્યાહ્નના ૧ વાગે શરૂ થયો. તાપ જોરથી પડી રહ્યો હતો. છતાં જનતા ઉત્સુક હતી. પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરવાનું કાર્ય શરૂ થયું. વ્રતોની કઠિનતાને જોતાં ઘણા ખરા અવલોકનકારોનું માનવું એમ થયું હતું કે આ જાતના કઠિન વ્રતોનું પાલન કરનારા તો હજારોની સંખ્યામાંથી પાંચ દશ જણા જ નીકળશે. પરંતુ જ્યાં નામ જાહેર કરવાનો આચાર્યશ્રીનો આદેશ થયો કે એક એક કરતાં ૭૫ વ્યક્તિઓ અણુવ્રતી બનવા માટે ઉભી થઈ. પહેલા પ્રસંગે જ પ્રાપ્ત થયેલી આ આશાતીત સફળતા અણુવ્રતી સંઘના ઉજ્જ્વળ ભવિષ્યની સૂચક હતી.

આચાર્યવરે તેઓને શાંતરસથી ભરપૂર હૃદયસ્પર્શી પવિત્ર સંદેશો આપ્યો અને બાર માસ સુધી નિયમ ઉપનિયમના પાલનની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરાવી. અગણિત નરનારીઓના જયઘોષ સાથે ઉદ્ઘાટન સમારોહ આનંદપૂર્વક સમાપ્ત થયો.

પછી બે દિવસ સુધી અનેક વક્તાઓના અણુવ્રત સંબંધી ભાષણ થતા રહ્યા અને જનતાને યથોચિત પ્રકાશ મળતો રહ્યો.

એનું ઉદ્ઘાટન ફાગણ માસમાં થયું કે જ્યારે આચાર્યવર્ગના મોટો શિષ્ય સાધુ સાધ્વીઓ ચાર માસમાં જ તેઓશ્રીના આદેશ અનુસાર જુદા જુદા પ્રાંતોમાં વિહાર કરી ચૂક્યા હતા. તેથી ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાં વિચરનાર સાધુ-સાધ્વીઓને પ્રચાર માટે આ નવો કાર્યક્રમ આપી શકાયો નહિ. બીજું આચાર્યવર્યનું ગયું વર્ષ મોટા ભાગે વિહારમાં જ પસાર થયું. તેથી સમયના અભાવ હેતુએ તેનો પ્રચાર ન થાય તે સ્વાભાવિક હતું. એક કારણ એ પણ હતું કે આ યોજના જનતાને માટે તદ્દન નવી હતી. બધા નિયમોથી વાકેફ થવું અને તેમાં દર્શાવ્યા પ્રમાણે આજના આ અનૈતિક વાતાવરણમાં જીવનને ઘડવું એ ઓછું મુશ્કેલ ન હતું. હવે જ્યારે જનતાને અણુવ્રતની યોજનાનો પૂરેપૂરો પરિચય મળી ગયો છે, ત્યારે એનો પ્રચાર દેશના ખૂણેખૂણામાં થઈ રહ્યો છે. માર્ગમાં થતી નડતરો ધીમે ધીમે દૂર થતી જાય છે અને આશા છે કે આગામી વર્ષનું પરિણામ વધુ સુંદર આવશે અને અણુવ્રતીઓની સંખ્યા સેંકડોમાંથી સહસ્રોની બની જશે.

### કેળવણી

આચાર્યશ્રીએ અણુવ્રતીઓને કેળવવા માટે યથાવસર પ્રયત્નો કર્યા છે. તે માટે કેટલાક ખાસ પ્રસંગો યોજવામાં આવ્યા હતા. આ પ્રસંગોએ અણુવ્રતીઓ આચાર્યશ્રીની સમક્ષ પોતે અનુભવેલી ત્રુટિઓનો ઉલ્લેખ કરતા અને આચાર્યશ્રી તેમને નિયમોમાં સુદૃઢ રહેવા માટે સાવધાન કરતા. એ સિવાય તેમને બીજી પણ અનેક પ્રકારની સામયિક શિક્ષા આપવામાં આવતી, જેના લીધે તેઓ પોતાના જીવનને ઉત્તરોત્તર વિકાસોન્મુખ કરવાની પ્રેરણા મેળવતા. એનું પરિણામ સર્વથા સંતોષજનક જણાયું છે. આ પ્રકારના પ્રસંગો સરદાર શહેર, રતનગઢ, ચુરુ, ફતેહપુર, જયપુર વગેરેમાં મળી ને નવ વાર યોજાયા.

## જીવન પર અસર

લોકોને એ પણ એક જિજ્ઞાસા હોય છે કે ઉક્ત સંઘમાં સામેલ થયા બાદ એ મન્તિન થયેલી વ્યક્તિઓના જીવન પર શું અસર થાય છે? એનો સીધો ઉત્તર એ છે કે વ્યાપાર કરનારાઓએ આ સંઘમાં આવીને કાળાબજાર કરવાના છોડી દીધા છે. રાજ્યાધિકારીઓએ લાંચ રૂશ્વત લેવાનું છોડી દીધું છે અને વિવિધ વ્યસનવાળા લોકોએ પોતાના લાંબા સમયના વ્યસનોને છોડી દીધા છે. એથી વધારે અસર શું થઈ શકે? તેમણે બધા જ નિયમો રીતસર પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં ખાસ ઉલ્લેખનીય વાત એ છે કે કેટલીયે વ્યક્તિઓએ હજારોની સભા સમક્ષ પોતાના જીવનનું સિંહાવલોકન કર્યું છે અને કરેલા પાપોનો પશ્ચાત્તાપ કર્યો છે.

## સંખ્યા

હવે પ્રત્યેક એવા આંકડાઓ આપવામાં આવે છે કે જેનાથી અણુવ્રતી સંઘની વ્યાપકતા તથા સાર્વજનિકતાનો પરિચય મળી જશે.

સભ્યોની કુલ સંખ્યા—૫૦૮

તેમાં પુરુષ—૨૯૩

સ્ત્રીઓ—૨૧૫

પ્રાંતવાર જોઈએ તો આ સંઘમાં નીચેના પ્રાંતોની વ્યક્તિઓ સામેલ છે:

પંજાબ, દિલ્હી, ઉત્તર પ્રદેશ, બિહાર, ઓરિસ્સા, બંગાળ, રાજસ્થાન, મધ્યભારત અને મુંબઈ.

ધર્મ અને સંપ્રદાયની દૃષ્ટિએ જોઈએ તો આ સંઘમાં નીચેનો ધર્મ કે સંપ્રદાય માનનારાઓ સામેલ છે

જૈન, વૈષ્ણવ, આર્યસમાજ હિન્દુ અને મુસલમાન વર્ગોની દૃષ્ટિએ તો તેમા નીચેના વર્ગો સામેલ છે

(૧) વ્યાપારી વર્ગ સરાફી, કાપડ, સોનું ચાંદી અને ઝવેરાતનો ધંધો કરનાર

(૨) અધિકારી વર્ગ મામલતદાર, મુનસફ, ન્યાયાધીશ, પ્રાંત અધિકારી (કલેક્ટર) વગેરે

(૩) અન્ય વર્ગ વકીલ, શિક્ષક, ડૉક્ટર, પત્રોના સંપાદક વગેરે

---

# આચાર્યશ્રીનું ભાષણ

અત્યંત શાંત અને ગંભીર વાતાવરણમાં—કે જેમાં સોય પડે તોપણ તેનો અવાજ પણ સંભળાય—આચાર્ય શ્રીતુલસીએ પોતાના ઉદ્બોધન—ભાષણની શરૂઆત કરી. ભાષણ શું? એ તો સિંહની ગર્જના હતી. મનુષ્યને પતનના પંથે દોરી જનારી અનૈતિકતાને ઉન્નતિનો રાહ દેખાડનારી નૈતિકતાની જોરદાર હાકલ હતી. સંસારને વિનાશના મુખમાં ધકેલનાર આધુનિક વિજ્ઞાન સામે શાશ્વત ધર્મનો પ્રચંડ પોકાર હતો. જ્વાળામુખીના મુખ પર માથું રાખીને ઊંઘ લેતા ગાફેલ જગતને માટે પ્રાતઃકાલીન સૂર્યના બિંબના પ્રકાશનું એક ઉજ્જ્વલ કિરણ હતું અને મહાસાગરના ભયંકર તોફાનમાં રાહ ભૂલી ગયેલા જહાજોના જંગી કાફલાને સાચવી રહેલા કર્ણધારો માટે પ્રકાશનો એક સ્તંભ હતો. તેથી આખું ભાષણ અપૂર્વ શાંતિથી મંત્રમુગ્ધ બનીને સાંભળવામાં આવ્યું અને તેનો પ્રભાવ શ્રોતાઓના હૃદયમાં બહુ ઊંડો પડ્યો. ભાષણ મૌખિક જ હતું પરંતુ અહીં તે [illegible] માટે લખાયેલું અને પ્રકાશિત કરાયેલું ભાષણ આપવામાં આવે છે કે જેના આધારે તે મૌખિક ભાષણ આપવામાં આવ્યું હતું.

આ રહ્યું તે ભવ્ય ભાષણ

"બુદ્ધિનું ફળ છે તત્ત્વચિંતન અને દેહનો સાર છે, વ્રતધારણ— આ ભારતીય દર્શનશાસ્ત્રોનો નિચોડ છે. એને કવિના શબ્દોમાં કહીએ તો—

बुद्धेः फलं तत्त्वविचारणं च,
देहस्य सारं व्रतधारणञ्च ।

સંસારમાં પ્રાણીઓ અનંત છે, છતાં આ બંનેનો સુંદર સમન્વય જેવો માન[illegible]છે, તેવો બીજા કોઈ જીવનમાં [illegible]

# આચાર્યશ્રીનુ ભાષણ

અત્યંત શાંત અને ગંભીર વાતાવરણમાં—કે જેમાં સોય પડે તો તેનો અવાજ પણ સંભળાય—આચાર્ય શ્રીતુલસીએ પોતાના ઉદ્બોધન—ભાષણની શરૂઆત કરી ભાષણ શું ? એ તો સિંહની ગર્જના હતી મનુષ્યને પતનના પંથે દોરી જનારી અનૈતિકતાને ઉન્નતિનો ગઢ ખા નારી નૈતિકતાની જોરદાર હાકલ હતી સંસારને વિનાશના મુખમાં ધકેલના । આધુનિક વિજ્ઞાન સામે શાશ્વત ધર્મનો પ્રચંડ પોકાર હતો જ્વાળામુખીના મુખ પર માથું ગમીને સૂઈ રહેલા ગાફેલ જગતને માટે સાન મલીન સૂર્યના દિવ્ય પ્રકાશનું એક Ceaવર કિરણ હતું અને મહાસાગરના ભયંકર તોફાનમાં ગઢ ભૂલી ગયેલા જહાજોના જરગી ફાફ લાને આવી રહેલા કર્ણધારો માટે પ્રકાશનો એક સ્તંભ હતો તેથી આખું ભાષણ અપૂર્વ શાંતિથી મંત્રમુગ્ધ બનીને સાંભળવામાં આવ્યું અને તેનો પ્રભાવ શ્રોતાઓના હૃદયમાં બહુ ઊંડો પડ્યો ભાષણ મૌખિક જ હતું પરંતુ અહીં તે અવસરને માટે લખાયેલું અને પ્રકાશિત કરાયેલું ભાષણ આપવામાં આવે છે કે જેના આધારે તે મૌખિક ભાષણ આપવામાં આવ્યું હતું

આ રહ્યું તે ભવ્ય ભાષણ

"બુદ્ધિનું ફળ છે તત્ત્વચિંતન અને દેહનો સાર છે, વ્રત ધારણ આ ભારતીય દર્શનશાસ્ત્રોનો નિચોડ છે એ કવિના શબ્દોમાં કહીએ તો—

बुद्धे फलं तत्त्वविचारणं च,
देहस्य सारं व्रतधारणञ्च ।

સંસારમાં પ્રાણીઓ અનંત છે છતાં આપણો સુંદર સમન્વય જેવો માનવજીવનમાં થયો છે તેવો બીજા કોઈ જીવનમાં થયો

માનવના શરીરમા મર્ત્યતા છે અને સાથે સાથે બુદ્ધિમત્તા પણ છે ભારતીય દાર્શનિકોના સ્વરમા એજ વાણી શુ છે ' આત્માને શોધો અને તેને જીવનમા ઉતારો તેના યથાર્થ સ્વરૂપે જાણવા અને કિાવા નો પ્રયાસ થયો ભગવાન મહાવીરે એ જગતની સત્તા બતાવી-તત્વના એ વ્યાખ્યાન સાથે તાત્પર્ય કે બધુ જાણો અને દુઃખના હેતુઓને છોડો પ્રાણીમાત્ર સુખના અભિલાષી છે કોઈ દુ ખ ચાહતુ નથી સુખ આ માનો ધર્મ છે તે બહારથી આવતુ નથી અંતરમા રહેનારુ સુખ બાહ્ય વસ્તુઓના આસ્વરણથી ઢંકાયેલુ છે— ગયેલુ છે તેને ઓળખવા ને માર્ગ—પ્રકાશમા લાવવાને માટે આપણા સત્યશોધક તપસ્વીઓએ જે ઉપાય બતાવ્યો જેને આપણે ધર્મ કહેવા લાગ્યા અને આજે પણ કહી રહ્યા છીએ

## ધર્મનુ સ્વરૂપ

' धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो '—ધર્મ ઉત્કૃષ્ટ મ ગલ છે તેનુ સ્વરૂપ છે—અહિંસા સયમ અને તપસ્યા આ ત્રિવેણીના પાવન સગમમા મનુષ્યને મનવાંછિત સુખનો લાભ થાય છે આ માન્યતાના આધાર પર અસખ્ય નરનારીઓએ લક્ષ્મીમુખ રાજ્યને ખાઇને તથા મહામૂલ્યા કપડા પહેરીને પણ તે આનદ માણ્યો કે જે વિશ્વસમ્રાટો પણ મળી શક્યા નથી સમ્રાટ ત અકિંચન તપસ્વીઓના ચરણની રજ માટે તન્મય્તા અને તેમના સુખવૈભવની તુલના આત્મજ્ઞાનના પ્રકાશની સામે ભૌતિક વિજ્ઞાનનુ નક્ષત્ર તેજહીન જણાય છે

સમયનુ ચક્ર ફરી રહ્યુ છે તેમા આરોહ અવરોહ ઉતાર ચઢાણ અવશ્ય થાય છે એ ચક્ર ઘૂમ્યુ અને ભૂતવિજ્ઞાન પર આવ્યુ આત્મા અને ધર્મ ઉપર દૃઢ આસ્થા ન રહી. ઘણા ખરા બુદ્ધિવાદીઓ ધર્મને વ્યર્થ શોષણ અને અત્યાચારનો અખાડો સિદ્ધ કરવાને ઉભા થયા તેમના શિષ્ય પ્રશિષ્યોએ પણ એજ રાગ આલાપ્યો વિશ્વનુ ચિત્ર જ બદલી નાખ્યુ કરી ગયુ

વિકારોને ઉન્મત્ત થતા જોઈને તેનો નાશ કરવાનું જેઓને સૂઝ્યું, તેઓ આજે વિજ્ઞાનનો નાશ કરવાનું પણ કદાચ વિચારી રહ્યા હશે. ધર્મની સરખામણીમાં આજે વિજ્ઞાનનો ઉપયોગ ઘણો જ નીચા ધોરણે થઈ રહ્યો છે. એના ભયંકર સ્વરૂપ અને ખતરનાક પરિણામોથી આખી દુનિયા પોતાને મોતના મુખમાં પડેલી અનુભવી રહી છે.

## અણુઓમાંથી અણુવ્રત

ધાર્મિકોને માટે અવસર સુંદર છે. તેઓ યુદ્ધ અભિયાને પડકારીને અહિંસા ધર્મની વિશ્વમૈત્રીની ઘોષણાને બુલંદ કરે અને હિંસક શક્તિઓને ચેતવણી આપે. ધાર્મિકો કોઈનો નાશ કરવાનું વિચારતા નથી. તેમનું લક્ષ્ય હોય છે—દુરુપયોગનો અંત લાવવો. આજના વિચારકો હિંસક પ્રવૃત્તિઓ પર અહિંસાની હિમાયત કરી રહ્યા છે. અમને વિશ્વાસ છે કે અણુઓથી ત્રાસી ઉઠેલા અણુવ્રતનું શરણ લેશે. ભયથી ભય વધે છે, હિંસાથી હિંસા વધે છે, લોભથી લોભ વધે છે. તેના અંતિમ માટે કોઈ બીજો જ ઉપાય શોધવો પડશે.

બધી વ્યક્તિઓની નૈતિક ભૂમિકા સરખી જ રહે, તેવું નથી. તો પહેલાં બન્યું કે નથી આજે તેની સંભાવના. લોકો ચરિત્રભ્રષ્ટ થઈ ગયા—તેજ ચિંતાનો વિષય છે. જનતાનું દૃષ્ટિબિન્દુ ખોટું થઈ ગયું તે વળી વધારે ચિંતાનો વિષય છે. જો દૃષ્ટિબિંદુ સાચું હોય, તો ચરિત્ર સુધારણામાં બહુ મુશ્કેલી પડતી નથી. પણ તેનો જ અભાવ હોય તો સદાચારની આશા કેવી? 'मूल नास्ति कुत शाखा?', એ કહેવત તદ્દન સાચી છે. 'અહિંસા, સત્ય અને અપરિગ્રહથી જ સંકટની રેખાઓ ભૂંસી શકાય છે', એટલું જ જો સમજવામાં આવી જાય, તો પછી સંકટ હોય શાનું? સાન ઠેકાણે હોય તો ચરિત્ર નિર્માણ થવામાં વખત લાગતો નથી. સત્યમાર્ગે પગ ચાલનારો પોતાની મેળે લક્ષ્ય સુધી પહોંચી જાય છે.

મને એ કહેતા વધો હર્ષ થાય છે કે પશ્ચિમના વૈજ્ઞાનિકોએ પોતાની દૃષ્ટિ ફેરવી છે હવે તેમનો એક ધર્મ પર આ પો છે આજે તેઓ વિજ્ઞાનને ભસ્માસુર કહેવા સુધી પહોંચી ગયા છે તેમની તૃષ્ણાભરી દૃષ્ટિને ચકિત વિ ાસના તત્ત્વની વધારે ચાહના છે ભારતને ફરી એક વાર એ તક સાપડી છે કે જ્યારે તે પોતાના પુરાણા ગૌરવને નવીન બનાવી શકે, પોતાની પૈતૃક સંપત્તિનો ઉપયોગ કરી શકે ભગની વિચા કો આનુ મૂલ્યાંકન કરે

## ત્યાગ અને સયમનો આ ર્ગ

આગતવામીઓની સામે સદાયે ત્યાગ અને સયમનો આ દર્શ રહેલો છે અને આજ પણ છે મહાવ્રતોની સુદૃઢ વ્યવસ્થા ભારતીય વિચારકોની અદ્વિતીય બુદ્ધિપ્રતિભા છે પરંતુ તે બધાને માટે સંભવિત નથી તેથી આપણા આચાર્યોએ જનસમૂહને ધ્યાનમાં રાખીને અણુવ્રતોની વ્યવસ્થા પણ કરી કે જે સર્વ સ ધારણ માટે સુગ્રાહ્ય તથા અત્યત આવશ્યક છે

## સઘની સ્થાપના

આ આવશ્યકતાને ધ્યાનમાં લઈને એ વર્ષ પૂર્વે મે અણુવ્રતી-સઘની સ્થાપના કરી આ સઘ સર્વથી અસાંપ્રદાયિક છે કે જેનુ સ્પષ્ટ વિધા । પાચમી કલમમા આ રીતે દર્શાવ ઞ્યુ છે 'અહિંસામા વિશ્વાસ રાખનાર પ્રત્યેક ધર્મ પક્ષ નિ (`ગ) વર્ણ અને દેશના સ્ત્રી પુરુષો સઘના સભ્ય બનવાના અધિકારી છે' સાપ્રદાયિક અને કોમી ઝગડાઓની સમસ્યા આજની વિશ્વ કુટુમ્બી ઓ ટીની એક છે વિશ્વનો ઘણો મોટો ભાગ એ ગજથી વ પીડે , આપણે પ્રાણીમાત્રની સમાનતા પર વિશ્વાસ ઉત્પન્ન કરવો જ બીજા દેશ અને બીજી કોમમા જન્મ લેવાથી મનુષ્ય મનુષ્યનો દુશ્મન બની શકતો નથી તે વિચારવા માટે માણસે વધન ક ` શ્રી અને તિ તથા મિત્રને ક ા કરવા પડશે

પ્રત્યેક ભારતવાસીનુ એ કર્તવ્ય છે કે આ અણુવ્રતોનો તે પોતે સ્વીકાર કરે અને બીજાઓને પણ તેનો સ્વીકાર કરવાની પ્રેરણા કરે.

## ભ્રમ-નિવારણ

હાલ સઘના નેતૃત્વનો ભાર મારા પર છે, તેનો અર્થ એવો કરવાની જરૂર નથી કે સઘના સભ્યોને તેરાપથ સપ્રદાયના સભ્ય બનવુ પડશે. કોઇ પણ ધર્મમા વિશ્વાસ રાખનાર આ સઘનો સભ્ય બની શકે છે, એ પહેલા સ્પષ્ટ કહેવાઇ ગયુ છે, હમણા તેના નેતૃત્વનો ભાર મે એટલા માટે ઉપાડ્યો છે કે એની પ્રારભિક વ્યવસ્થા સુદૃઢ બની જાય, સઘમતી ચેતનામા નવક્રાતિ આવી જાય ૧૮મી કલમ અનુસાર યોગ્ય સમય આવતા તેના નેતૃત્વની બીજી વ્યવસ્થા પણ કરી શકાય છે એક વ્યક્તિએ મને પૂછ્યુ---અણુવ્રતી સઘના નિયમો મને ઘણા સારા લાગ્યા પણ હુ એ જાણવાને ઇચ્છુ છુ કે સઘમાં દાખલ થતા શુ આપને મારે મારા ધર્માચાર્ય માનવા પડશે ? શુ વ ના કરવી પડશે ? મે ઉત્તરમાં કહ્યુ કે એ કાંઈ જરૂરી નથી અને મને એની ભૂખ પણ નથી મે જનજીવનને ઊંચે લાવવા માટે આ કાર્ય કર્યું છે અને તેમા જ હુ સતુષ્ટ છુ ૧૯ મી કલમમા જણાવેલુ પ્રાયશ્ચિત્ત આધ્યાત્મિક શુદ્ધિની સાથે સબધ ધરાવે છે આધ્યાત્મિક ક્ષેત્રમા બળને માટે કોઇ સ્થાન નથી હૃદય પરિવર્તન દ્વારા જ બધુ કરી શકવાનો સભવ છે

અનુશાસન ( શિસ્ત ) વિના કોઇ પણ સમાજ ટકી શકતો નથી એ વાત નિર્વિવાદ સિદ્ધ છે તેથી અણુવ્રતીઓએ સઘના નિયમ અને અનુશાસનનુ પૂરી સાવધાનીથી પાલન કરવુ પડશે સઘના નિયમો તમોએ જોયા છે જીવનમા ઉતાર્યા છે લગભગ એક વર્ષ સુધી તેની સાધના કરી ચૂક્યા છો એના પર પ્રકાશ પાડુ એની ઉપયોગિતા મને સમજાવુ તો તે યોગ્ય ગણાશે

સાક્ષી અને ગૃહસ્થ ગમે તેને જુઓ અસત્યની માત્રામાં સત્યની માત્રા અલ્પ થઈ રહી છે જેના ૧ આ જૂનો અમલ થાય છે, તે દુ ખનો અનુભવ કરે છે પણ બીજાના પ્રસંગમાં પાછો તે એ વાતને ભૂલી જાય છે જેની વસ્તુ ચોરાઈ જાય છે તેને દુ ખ થાય છે પણ બીજાના અધિકારને પચાવી પાડતી વખતે તે પોતાની સ્થિતિ યાદ કરતો નથી કેવું સારું! જો પ્રત્યેક ખોટુ કામ કરતા પહેલા માણસ પોતાની હાલતને જ ઉદાહરણ બનાવી લે તો?

બ્રહ્મચર્યના વિષયમાં શું કહુ?—કેટલુ કહુ? શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એક સ્થિતિને સુદૃઢ અને સુવ્યવસ્થિત રાખવા માટે બ્રહ્મચર્ય આવશ્યક છે પૂર્ણ બ્રહ્મચર્ય કઠોર સાધના છે, છતાં અબ્રહ્મચર્ય પર કાબુ રાખવો એ એકદમ જરૂરી છે અપ્રાકૃતિક મૈથુન વેસ્યાવૃત્તિ આદિ દુષ્પ્રવૃત્તિઓના કડવા ફળથી કોણ અજાણ છે?

મનુષ્યમાં વિવેક હોય છે ભલાબૂરાનું જ્ઞાન હોય છે પણ સંગ્રહ રાક્ષસી સામે આવતાં જ તે બધું ભૂલાવી દે છે તેથી તે અન્યાયમાં પ્રવૃત્ત થાય છે અધિક પરિગ્રહથી સામાજિક જીવન બોજવાળુ બની ગયું છે તરહ તરેહની કુરૂઢિઓનું પોષણ કરવાને માટે ધન કમાવાની ભાવના પ્રબળ બને છે અને તે માટે કાર્ય કે અકાર્ય બધા ઉપાયોને અજમાવવામાં આવે છે 'કમી કરો' એ ધર્મનો મૂળ મંત્ર છે ભોગસામગ્રીને વધારવી એ ઠીક નથી ઇચ્છા નિયંત્રણની વડી પર બધા ઝઘડાઓ આપોઆપ સ્વાહા થઈ જાય છે

શું હું એવી આશા રાખું કે તમે બધા આ તરફ ધ્યાન આપશો?

હું ઇચ્છું છું કે આ સંઘમાં પ્રત્યેક વર્ગની એકેક વ્યક્તિ જોડાઈ જાય. જેના દ્વાર બધાને માટે ખુલ્લા રહે આ ભૌતિક વિજ્ઞાનના

દુરુપયોગ અને સાંપ્રદાયિકતાને તિલાંજલિ આપે એના દ્વારા દરેક મનુષ્યનો જીવનપથ પ્રશસ્ત બને એ ભાવના સાથે હું મારું વક્તવ્ય સમાપ્ત કરું છું અને એ વિશ્વાસ રાખું છું કે પ્રત્યેક વ્યક્તિ એને સમજશે, એનું મનન કરશે અને એને જીવનમાં ઉતારવાનો સાચો પ્રયત્ન કરશે

---

## નવા સમાજનો પાયો

આચાર્યશ્રીના ભાષણની અસર એટલી ઊંડી થઈ કે વાતાવરણ મુખ્ય કાર્યક્રમને બરાબર અનુકૂળ બની ગયું વાતાવરણ અત્યંત ગંભીર અને નિસ્તબ્ધ હોવા છતાં તેમાં અપૂર્વ ઉત્સાહ સમાયેલો હતો અણુવ્રતીઓના ચહેરા ઉપર દઢતા અને સ્થિરતાનો ભાવ ઝળકી રહ્યો હતો. એમના હૃદય પોતાની જવાબદારીનો અનુભવ કરી રહ્યા હતા સચ્ચાઇ અને ઇમાનદારી એમના વિશ્વાસને નવું જીવન અર્પણ કરી રહી હતી ધ્રુવ અને પ્રહ્લાદના જેવી વીરતા, ધીરતા અને ગંભીરતા એમના સંકલ્પમાં સમાયેલી હતી જેમ ગુરુ ગોવિંદસિંહે પાંચ પ્યારાઓને અમૃતનું પાન કરાવીને મૃત્યુથી પણ ન ડરનાર અને સર્વ પ્રકારની સાંસારિક ખામીઓથી રહિત (ખાલિસ) ખાલસોને માટે નવા સમાજનો પાયો નાખ્યો હતો તેવું જ કોઇ ભવ્ય આકર્ષક અને મનોરમ્ય દૃશ્ય ખડું હતું વર્તમાન યુગને જોતાં આચાર્ય શ્રી તુલસી વાસ્તવમાં એક નવા સમાજનો પાયો સર્વથા વિશુદ્ધ નૈતિક આધાર પર નાખી રહ્યા હતા

શાંત વાતાવરણની નિસ્તબ્ધતાનો પોતાના સ્થિર અને ગંભીર દૃઢ અને નિશ્ચિત શબ્દોથી ભંગ કરતાં તેરાપંથી મહાસભાના મુખ્ય મંત્રી સમાજ ભૂષણ શ્રી છોગમલજી ચોપડા બી એ બી એલે, આચાર્યશ્રીને વ્રત ગ્રહણ કરાવવા માટે વિનંતિ કરી તેમણે કહ્યું જો આપણા જીવનનું નિર્માણ કરનાર અહિંસા, સત્ય અસ્તેય બ્રહ્મચર્ય તથા અપરિગ્રહના વ્રતો સાંપ્રદાયિક હોય તો અમને સાંપ્રદાયિક કહેવડાવવામાં લગારે કોઈ શરમ કે સંકોચ નથી પરંતુ આ વ્રતો તો મનુષ્યને અકિંચન

ઉસનની મહાનતા પ્રત્યે વઈ જનાગ વ્યાપક ગુણો છે આચાર્યશ્રીને મારી પ્રાર્થના છે કે અમને આ વ્રતોનો મ્રીમાગ મગાવે અને આશિવા આપે કે જેથી અમે તેને જીવનમા પૂગ ઉતારી શકીએ

એ રીતે મહિલાઓ તરફથી શ્રીમતી ભાગીરથીદેવી દસાણીએ નિર ન ર્યુ

આચાર્યશ્રીએ આણુવ્રત ગ્રહણ કરનાગ સ્ત્રી પુરુષોને અન્તર્મુખ થઈને ધ્યાન ધરવાનો આદેશ આપ્યો કેટલીક મિનિટોની પૂર્ણ નિસ્તબ્ધતા અને શાન્તિ પછી મુનિ શ્રી નગરાજજી સ્વામીએ અહિંસા, સત્ય અસ્તેય બ્રહ્મચર્ય તથા અપરિગ્રહને લગતી પ્રતિજ્ઞાઓનુ ક્રમશ વાચન કર્યું અને હાજર રહેલા અણુવ્રતીઓએ પાંચે વાર ઉભા થઈને તે પ્રતિજ્ઞાઓને ગ્રહણ કરી આચાર્યશ્રીએ પાંચે વાર તેમને ગ્રહણ કરાવવાની મહાન કૃપા કરી એ સુ ર મનોહર અને હૃદયગ્રાહી દશ્યનો ખ્યાલ તો નજરે જોનારને જ આવી શકે હાજર રહેલ નરનારીઓ મ નમુ ધ થઈને આ બધુ દશ્ય જોઈ રહ્યા હતા

પછી બીજા ભાષણો થયા

## બીજા ભાષણો

### (૧)

### જીવનનુ નૈતિક માપ

સુપ્રસિદ્ધ વિચારક, લેખક અને કથાકાર શ્રી જૈનેન્દ્રજીએ પોતાના મનનીય મહત્વપૂર્ણ ભાષણમા કહ્યુ કે—

આ પ્રસગે બોલતા મને લજ્જાનો અનુભવ થાય છે, લજ્જા સાથે ઈર્ષ્યાનો પણ અણુવ્રતી સઘમા મારુ નામ આપી શક્યો નથી. આપી શક્યો હોત તો મારે સ્થાન તેમના ભાગ્યની હું પ્રશસા કરુ

છુ કે જેઓ પ્રતિજ્ઞા લઇને અણુવ્રતી બન્યા છે વ્રતીનો માર્ગ સરલ હોતો નથી તેમા ખૂબ મુશ્કેલીઓ આવે છે તે મુશ્કેલીઓને તેઓ પોતે જાણતા હશે પરંતુ તે બધીનો તેઓ સામનો કરશે વ્રતથી ચ્યુત નહિ થઇએ એવો તેમણે નિશ્ચય કર્યો છે આ વાત અતિ પ્રશંસનીય છે તેઓની ભાવના જોતા મને વિશ્વાસ છે કે તેમની પ્રતિજ્ઞા તૂટશે નહિ પણ વૃદ્ધિ પામશે અને ફેલાશે વળી આચાર્ય તુલસીગણી એમની સાથે છે હુ એમને જાણુ છુ એ મુજબ મને વિશ્વાસ છે કે અણુવ્રતી બંધુઓને તેમના તરફથી પ્રતિજ્ઞાનુ પાલન કરવામા શક્તિ અને પ્રેરણા મળતી રહેશે

આજની પરિસ્થિતિને સહુ જાણો છો ભ્રષ્ટાચાર છેલ્લી હદે પહોચ્યો છે પૈસા કમાવાના માર્ગોમા મર્યાદાનો વિચાર જ ભૂલાઈ જવાય છે આ હાલત ખાડામા પાડનારી છે, પરંતુ ખાડામા કોઇને પડવુ નથી શ્રી ગુલઝારીલાલ નંદાનો એક ઠરાવ આવ્યો હતો હુ કહી શકુ છુ કે તેમા જે કાર્યક્રમ હતો, તેનાથી આ અણુવ્રતી-સંઘના આદેશ અને નિયમો આગળ વધે છે આ વધારે વ્યાપક છે, એની ભૂમિકા રાષ્ટ્રીયથી આગળ ધાર્મિક છે

### આત્માનુ શાસન

બધાને અનુભવ થઇ રહ્યો છે કે આજે શ્રદ્ધા ઢીલી છે સિદ્ધાંત તો લોકો સારી રીતે જાણે છે પણ વ્યવહારમા તે કેવી રીતે મૂકી શકાય તે માટે તેમનુ મન ડગમગે છે તેથી વ્યવહાર પર અંકુશ રહ્યો નથી તેને નિરંકુશ ચાલવા દેવામા આવે છે બહારના ઉપાયો એટલે કાયદા અને હુકૂમતનો અંકુશ ખરી બીમારીના ઇલાજમા કામ લાગતો નથી તેથી રોગ મટતો નથી પણ અંદર જાય છે કાયદાથી બચવા માટે તરેહ તરેહના ઉપાયો શોધી કાઢવામા આવે છે અને ખુદ કાયદાપાલનની જવાબદારી ઉઠાવનાર અધિકારીઓ તેમા મદદ કરે છે અંકુશ અંતરનો

જ કામ આવી શકે છે જો સ્વેચ્છાએ ગ્રહણ કરેલો હોય. એનુ નામ છે આત્માનુશાસન એ પદ્ધતિથી નૈતિકતાનુ પ્રમાણ વધે છે અને બહારની રોકટોક ઓછી આવશ્યક જણાય છે

આજે અણુવ્રત લેનારા લોકો આ દુનિયાના જ આદમી છે સિદ્ધાન્તી નહિ પણ વ્યવહારી બધા કામધંધાવાળા છે ઘણાખરા ધનવાન છે અને મોટા વ્યાપારના માલિક છે તેઓને દુનિયાનો ત્યાગ કરવાનો નથી દુનિયામા રહીને જ ચાલવાનુ છે પરંતુ સાથે ધર્મને પણ રાખવાનો છે અથવા કહો કે ધર્મની સાથે એના હેતુથી દુનિયામા રહેવુ છે નૈતિક માપથી જીવનને ગાળવુ છે નૈતિકતામા સ્વાર્થનો નાશ નથી માત્ર તેને પરમાર્થને આધીન રાખવાની ચેષ્ટા છે આ વાત નાની સૂની નથી બહુ મોટી છે કેટલીકમા સ્વાર્થ પરમાર્થને પોતાને આધીન રાખવાનો પ્રયત્ન કરતો જોવાય છે

## સંખ્યા વિરુદ્ધ ગુણ

હાલમા અણુવ્રતીઓની સંખ્યા છસોથી થોડી વધારે છે પરંતુ આ દેશ તો બહુ મોટો છે તેના સાગર સમ વિસ્તારમા આ સંખ્યા ટીપા જેવી ગણી શકાય છતાં એ ઠીક જ છે કે સંખ્યા પર વધારે ધ્યાન નથી અપાયુ જો ગુણ પર જ લક્ષ્ય હોય તો સંખ્યા પોતાની મેળે ક્યાની ક્યા પહોચી જાય છે મે જોયુ છે કે અણુવ્રતી-સંઘને તેટલો લોભ સંખ્યાનો નથી કે જેટલો લોભ-આગ્રહ ગુણનો છે આ જાતની સંખ્યાની અલ્પતા બહુ મોટા પરિણામો લાવી શકે છે

સંખ્યાને વધારે મહત્ત્વ આપનાર આજનુ વિજ્ઞાન છે અંકગણિત તેનો આત્મા છે તેનુ મુખ્ય લક્ષ્ય પરિણામ પર જ રહે છે તે દૃષ્ટિએ મોટા મોટા નકશાઓ બને છે પ્લાનો ઘડાય છે મશીનો એકત્ર થાય છે અને કારખાનાઓ ઉભા થાય છે તેના જોર પર ઉત્પાદન બહુ મોટા પાયે કરવામા આવે છે પરંતુ તેનાથી શાંતિ

અને સુખચેનની સૃષ્ટિનું સર્જન થાય ખરું? ના, એવું કશું દેખાતું તેમ જોવામાં આવતું નથી—જોઈ શકાતું નથી બલ્કિ જડ આ નથી પણ જીવંત છે—સજીવ છે. તેના સંવર્ગ અને ગુણધર્મના આધાર પર માનવજાતિની સમસ્યાઓનો ઉકેલ થઈ શકે નહિ. અર્ધું વિજ્ઞાન જે હિંસા અહિંસા જેવા સૂક્ષ્મ અને ચૈતન્યના નિયમો પ્રત્યે બેદરકારી રાખીને ચાલે છે તે સમાધાન અને શાન્તિનો માર્ગ લાવી શકે એવી કોઈ સંભાવના નથી.

## અહિંસક દર્શનની શોધ

તેથી જ પશ્ચિમનો વિચારક વર્ગ આજે કોઈ પણ જાતના અપવાદ વિના એવો વિચાર કરવા લાગ્યો છે કે આપણી માપ અથવા મૂલ્યની દૃષ્ટિ બદલવાની જરૂર છે કારણ કે આધુનિક અર્થશાસ્ત્ર અને તેના આંકડાઓ જીવન વિકાસમાં વધુ કામ આપી શકતા નથી. તેમાંથી તો સ્પર્ધા અને સંઘર્ષ આવશ્યક બનતા જાય છે અને યુદ્ધ પણ ટળવાને બદલે નજીક આવતું જાય છે. આજ લોકો તો કેટલીક સદીઓથી પદાર્થ વિજ્ઞાનના આધારે પશ્ચિમનું જીવન ઉન્નતિ તરફ જઈ રહ્યું છે પણ એ ઉન્નતિની આગળ યુદ્ધ અનિવાર્ય બનીને આવી જ પહોંચે છે. એટલે ત્યાંના વિચારકોને હવે એવો સંશય થવા લાગ્યો છે કે જેને આપણે ઉન્નતિ માની રહ્યા છીએ તે ખરેખર ઉન્નતિ છે કે અવનતિ? તેમણે આજપર્યંત માની લીધેલી ઉન્નતિ સાચી હતી એ શ્રદ્ધા પણ હવે ડગી ગઈ છે. તેથી તેઓ બીજી શ્રદ્ધાની તપાસમાં છે. હવે તો એવા માર્ગની—એવા ઉપાયની પ્રતીક્ષા થઈ રહી છે કે જે એક જાતિને બીજી જાતિ સાથે એવા સંબંધથી જોડી શકે કે જેનું પરિણામ આક્રમણમાં ન આવતાં સહકારમાં આવે, સંઘર્ષના સ્થાને સ્નેહ જાગૃત થાય. તાત્પર્ય કે એક સર્વોપરી અહિંસક દર્શનની આવશ્યકતા છે.

## ધર્મ અને કર્મ

હમણા જ આપણી વચ્ચે ગાધીજી થઇ ગયા જેઓ સત્યની પ્રતિજ્ઞા અને અહિંસાનુ સાધન લઇને ચાલ્યા તેઓ લૌકિક દૃષ્ટિએ પણ બીજા કરતા ઓછા સફળ નથી થયા સામાજિક અને રાષ્ટ્રીય પ્રશ્નોને તેમણે સત્ય અને અહિંસાની નીતિ દ્વારા ઉકેલ્યા છે તેમના જીવનમાર્ગમા આપણને બધાને લાગ્યુ કે સત્યનો આગ્રહ અને અહિંસાની સાધના સિદ્ધાંત કરતા યે વધારે તો વ્યાવહારિક છે ને શાસ્ત્રીય છે પરતુ તેનાથી યે વધારે તો માનવીય છે તેનો ઉપયોગ તાત્કાલિક છે આજના સવાલોને બાજુએ રાખીને તેની શોધ થઇ શકે નહિ અને તેને બાજુએ રાખીને આજના પ્રશ્નોનુ નિરાકરણ થઇ શકે નહિ સિદ્ધાંત અને વ્યવહારને જુદા પાડવા એ ભયકર છે અને તેમા જે અતર છે એથી તો શ્રદ્ધા અને પ્રયત્નને વધારે બળ મળવુ જોઇએ

પરતુ લોકો માનવા લાગ્યા છે કે ગાધીજીનુ જીવન તો એમની સાથે ગયુ એની ખૂબી તો એમના જીવના સુધી જ રહી હવે તે વાત આગળ ચાલવાની નથી. માનો કે આપણને અધિકાર પ્રાપ્ત થયો છે, જેથી ગાધીજીના આ ધર્મ સિદ્ધાંતોનુ મડન છોડીને સાહિત્યમા અમર સુરક્ષિત રાખીએ અને વ્યવહારમા માત્ર વ્યવહારના નિયમોથી જ ચલાવીએ પરતુ વિચારમા અને આચારમા આ ધર્મમા અને વ્યવહારમા આવી ફાચર સારી નથી તેનાથી મન વ્યગ્ર બને છે અને સશયની હાલત પેદા થાય છે અને સશયાત્માનો તો નાશ જ છે તેથી એવી અખડ શ્રદ્ધાની જરૂર છે જે જીવનને વહેંચાયેલુ જુએ નહિ, વહેંચે નહિ પરતુ સમગ્ર ભાવથી ગ્રહણ કરે અને તેને એકત્રિત તથા સયુક્ત કરે તો જ ધર્મ અને કર્મની ખાઈ પૂરાશે અને બન્ને એકબીજાના પૂરક બનશે.

અહીં કાઇક તેવુ જ દૃશ્ય જોઈ રહ્યો છુ શ્રદ્ધાએ લોકોના દિલને ઉભરાવ્યા છે અને તેમને કેટલીક સકલ્પની શક્તિ આપી છે સત્ય

અહિંસાને સામે રાખીને કેટલાક લોકોએ નિયમ લીધા છે કે તેઓ પોતાના વ્યાપારમાં અને વ્યવહારમાં સંક્ષેપમાં પોતાના કર્મને ધર્મની સાથે ચલાવો. આ સ્વરૂપમાં ધર્મ નિઃસંદેહ ત્રેરક થઈ શકે છે. માત્ર સિદ્ધાંતમાં તો તે શાસ્ત્રાર્થનો વિષય બની જાય છે. આચરણમાં લાવીને દેખાડવું પડશે કે વૈયક્તિક અથવા સામૂહિક જીવનને ધર્મના આધારે જ ઘડીને કેવી રીતે ઉન્નત બનાવી શકાય છે.

હું માનવા ઇચ્છું છું કે આ જે પગલું ભરવામાં આવ્યું છે, તે પહેલું હોય. એના પરિણામે બીજું ભરાશે પછી ત્રીજું અને એ રીતે શરૂ કરેલી યાત્રા વગર અટક્યે જ આગળ વધતી જશે. પહેલું પગલું જ મુશ્કેલ હોય છે. તેના માટે દૃષ્ટિને સ્થિર અને સંકલ્પને મજબૂત કરવો પડે છે. જો તે આગળનું પગલું ન ઉપાડે તો પાછળનું પગલું સ્વયં બંધનનું કારણ બની જાય છે. પગલું ભરીને ત્યાં જ સ્થિર થઈ જવું એ સાચી ગતિ નથી. ત્યાંથી આગળ જ ચાલતા રહેવું જોઈએ. બધી સ્થિતિનો સ્વીકાર કરવો પરંતુ કોઈ પણ સ્થિતિથી બંધાઈ ન જવું એ ધર્મ તથા ધાર્મિકનું લક્ષણ છે.

આશા રાખી શકાય કે અણુવ્રતી સંઘ 'શરૂ' થયો શરૂ કરીને ત્યાં જ થોભી જશે નહિ, પણ તેનાથી આગળ વધશે. આજે જીવનનું કેન્દ્ર ધન બનેલું જણાય છે. એવી ઘોષણા માત્રથી કામ ચાલશે નહિ. પરંતુ જ્યાં કેન્દ્ર છે ત્યાં અર્થાત્ આત્મામાં આત્મસ્વીકૃત ત્રેરિચ્છિત શ્રમની યથાર્થ પ્રતિષ્ઠા કરવી પડશે. અહિંસાએ આગળ આવીને શ્રમ અને ધનના કોયડાનો ઉકેલ લાવવો પડશે. ઉત્પાદન અને વહેંચણીની રીતને એવી રીતે ફેરવી નાખવી પડશે કે તે અહિંસાથી પ્રેરિત હોય અને અહિંસામાં જ પરિણમે. જ્યાં સુધી પાર્થિવને બદલે આત્મા કેન્દ્ર નહિ બને સંગઠિત સત્તાના કાયદાઓને બદલે દરેકના અંતઃકરણમાં રહેલા નૈતિક નિયમો કેન્દ્ર નહિ બને રાજાથી વધારે પ્રજા કેન્દ્ર નહિ બને અને ધનવાનને બદલે શ્રમજીવીઓમાં તે કેન્દ્રનો અનુભવ નહિ થાય ત્યાં

સુધી સત્યનું અને અહિંસાનું કામ પૂરું થયું છે એમ માનવાનું કારણ નથી આગળ કર્યા સિવાય વચ્ચે કોઈ સ્થળે વિશ્રાન્તિ લેવાની જરૂર નથી

અર્જુનની સાધના આજના દૃષ્ટિથી આશા બંધાય છે કે ગાંધીજીએ જે કાર્ય અધૂરું મૂક્યું તે હવે પૂરું થશે આપણી દૃષ્ટિની મોટી ખામી એ છે કે આપણે સફળતાનું મૂલ્ય ગુણથી નહિ પણ પરિમાણ અને આકારથી જોવા ટેવાયેલા છીએ ભૌતિક વિચાર શ્રેણિ આ જગાએ લાચાર છે મેં જોયું કે અહીં સંખ્યા પર જોકે ધ્યાન છે પણ ગુણનું મહત્ત્વ વધારે છે સભ્યો ઓછા હોય, તો ચેતનાઓની મોટી સંખ્યા પણ શું કામની ? સુરત અને સમર્પિત થોડા પણ ઘણું ફળ લાવી શકે છે. દુનિયાદારીના કામકાજ અંગે જે પ્રશ્નો રચાય છે તેમાં આ જ વસ્તુની ભારે ખામી હોય છે તેમનું લક્ષ્ય સભ્યો કોણ છે ? તેના પર નહિ પણ કેટલા છે તેના પર રહે છે બધી સફળતા સંખ્યામાં જ અંકાય છે અને ત્યારે સત્યને પણ સંખ્યામાં જ સમજી લેવામાં આવે છે આજની લોકશાહીનો આધાર લગભગ એવો જ છે જેના મત વધારે તેની જ બોલબાલા અને લઘુમતીવાળાઓ સદા એવી જ ફીકરમાં હોય છે કે તેઓ ક્યારે બહુમતીવાળા બની જાય એટલે તેઓનું કામ વિરોધ અને ટીકાઓ કરવામાં જ સમાપ્ત થાય છે આવી લોકશાહી શરૂઆતથી જ અર્થહીન છે સંખ્યાના બળ પર નભનારી લોકશાહી આજે બહુ સફળ જણાતી નથી હવે એ સમયને વાર છે કે જ્યારે તેમાં સંખ્યાના સ્થાને સત્ય દાખલ થાય અને હાથ ઊંચા કરનારા લોકતંત્રનો બદલે હૃદયનું નૈતિક તંત્ર ખડું થાય તે પોતાના કામકાજમાં ધર્મનું તત્ત્વ દાખલ કરવાથી બની શકશે ત્યારે ઓછામતો ઓછ માન્ય અને અનાદરણીય નહિ હોય અને તેમને કોઈ ભય રાખવાની જરૂર પણ નહિ હોય ત્યારે લઘુમતીનો પ્રશ્ન એક મૂંઝવનારો કોયડો નહિ હોય તે અવિશ્વસ્ત અને ભયભીત બનવાની હા તમા રહેશે નહિ અને બહુમતીવાળા

સખ્યાના જોર પર નહિ પ તુ સેવાબળના આધાર પર શાસનારૂઢ થશે અર્થાત્ ત્યારે અહિંસા જીવનનુ સાચુ મૂલ્ય બનશે તેના વિનાની લોકશાહી સ । એક હથ્થુ સત્તાને આમ ત્રણ આપનારી છે

આજના સયોગોમા આત્મશ્રદ્ધાની ભારે ખામી છે દરેક જણ સપત્તિ અને સત્તા તરફ દોડી રહેલ છે તે જગતને પકડવા માટે જાય છે પણ જ્યારે તે મૂઠીમા આવતુ નથી, ત્યારે ઉશ્કેરાઈ જાય છે સ્વત્વ ગુમાવીને બહાર રમે છે એનુ કરુણાજનક દૃશ્ય ચારે બાજુ જોઈ લેજો મહાગની તૃષ્ણામા અતરનુ નગ્ન લઇને આપણે આગળ વધી રહ્યા છીએ આમ યા પહોચી શકાશે? સિવાય ગમાતાન એનો કોઈ અત નથી આવા સમયે શ્રદ્ધાવાળો પુરુષ જે ગ્રામ તો અકિંચન અને સાધનથી ગરીબ છે પણ શ્રદ્ધાની સપત્તિવાળો અને શ્રદ્ધાબળથી બળવાન છે તે જ શાતિનો માર્ગ બનાવી શકે છે

હું અણુવ્રતી મધમા આમેન થયેના બ યુવોને તેમના આ સાહસિક અને પવિત્ર માર્ગને ધ વા૦ આપુ છુ

## ( ૨ )

### અ તરાત્માનુ મહાજાગરણ

સ્વત ત્ર હિદી પત્રકાર શ્રી વિશ્વ ત મિશ્ર તરફથી ' એ પોતાના પ્રભાવશાળી ભાષણમા કહ્યુ કે—

અણુવ્રતી સમાજના આ દીક્ષાત મહોત્સવમા આજે જે માઇ થઇ રહ્યુ છે તે એક નવી ચેતનાનુ પ્રતીક છે તે ચેતના કેવળ આચાર્ય તુલસીની પ્રેરણા છે કે જેણે મનુષ્યના નિત્ય જીવનમા આત્મબળનો માર્ગ દેખાડ્યો છે અણુવ્રતના માર્ગને આપણે એવો વ્યાવહારિક જીવનમાર્ગ બની શકીએ કે જેમા કોઈ પણ વ્યક્તિ આત્મશ્રદ્ધા વડે અસત્ સસારમા સન્માર્ગ પર ચાલનાનુ સાહસ પોતાની જાતે જ

કરી શકે અને પોતાની સાથે ચાલનારને પણ તે આપી શકે તેમ અણુવ્રતીઓના નિયમો વાચ્યા છે જે નિયમો છે, તે નવા નથી પરંતુ નવીનતા એ છે કે આચાર્ય તુલસી જેવા એક ધર્માચાર્ય સત્ય અહિંસા, સહિષ્ણુતા સદ્ભાવના, સદાચાર આદિ ઉત્તમ ગુણોને માત્ર ઉપદેશની વસ્તુ માનતા નથી તેમનામા એ તપસ્યા છે કે જેના વડે તેઓ આ સમગ્ર જીવન લક્ષણોને નિત્ય ચર્યાનો એક ભાગ બનાવી દેવા ઇચ્છે જે લોકો આજે અણુવ્રતોને ધારણ કરીને સસાર મહાસાગરમા આચાર્ય તુલસી જેવા કુશળ કર્ણધારની રાહબરી નીચે જીવનનૌકા પર સવાર થયા છે તેમનો ભૂતકાળ ગમે તેવો હોય પણ ભવિષ્યકાળ નિશ્ચિત ઉજ્જ્વળ છે આજે જે લોકોએ અણુવ્રતનું બીડું ઝડપ્યું છે, તેઓ એક નવા, સદાચારી અને સહનશીલ મનુષ્ય સમાજના અગ્રણી છે

## સામાજિક ન્યાયની પ્રેરણા

પરંતુ અણુવ્રત એ કોઈ નવો પથ નથી જો તે પથ હોત તો આજે આપણે જુદા જુદા મતો અને સપ્રદાયોનો સગમ અહીં જોઈ શકત નહિ અણુવ્રત નથી તો અપરિગ્રહ કે નથી બ્રહ્મચર્ય આચાર્ય તુલસીએ ગૃહસ્થી અને ગૃહસ્થ મર્યાદાઓનો વિચાર કરીને સીધા સાદા નિયમોની રચના કરી છે જેથી મનુષ્ય મનુષ્યનો અનુચિત લાભ ન લેવ, એક બીજાનું શોષણ ન કરે કાળા બજાર ન કરવા વ્યાપારમા જૂઠું ન બોલવું વગેરે એવી ભાવના છે કે જેના પર અકુશ રાખવાને માટે કરવામા આવતા સરકારી કાયદાકાનૂનો નકામા સાબીત થયા છે આચાર્ય તુલસીએ કમજોરીના પુતળા સમાન મનુષ્યોના તે સ્થાન પર સામાજિક ન્યાયની રચના કરી છે કે જેને આપણે અતરાત્મા કહીએ છીએ અતરાત્માના આ વિવેક મહાજાગરણના ચોકીદાર આચાર્ય તુલસીની નિષ્પક્ષ અને છળરહિત તપસ્યાનુ જ એ પરિણામ છે કે જેના લીધે આજ ચોસઠ વધારે મનુષ્યો વ્યક્તિગત સામાજિક

પરિવારિક વ્યાવહારિક આદિ જીવનના જુદા જુદા ક્ષેત્રોમા સત્ય અ
અહિંસાના મૂળાધારને હૃદયગમ બનાવીને નવા માગ અને ઉત્સાહથ
ન્યાયયુક્ત સમાજની રચનાના અગ્રદૂત બની રહ્યા છે એયે
વિવકને જેમણે અણુવ્રતી સઘના નિયમો વાગ પ્રાપ્ત કર્યો છે,
બધા અણુવ્રતી છે રહી ભને તેઓ આજે આ દીક્ષાત સમારોહ
સામેલ ન હોય અણુવ્રત ગ્રહણ કરવા માટે નથી જરૂર આચાર્ય
કે નથી જરૂર સાધ્વીઓની અણુવ્રતીની આસ્થાનુ કેન્દ્રબિંદુ આચ
એ વિચારમા સત્ય અને અહિંસાનુ પાલન છે અને તે પાલન પ
કોઈ રાજનૈતિક ઉદ્દેશ્યથી નથી કે જેથી આત્મબળી સમાજ અ
અસાગની રચના થઈ શકે આ રીતે અણુવ્રત યુગધર્મ છે
યુગધર્મને જે વર્તમાન અને સરળ શુદ્ધ રૂપમા આચાર્ય તુલસી
રજૂ કર્યો છે, તેમા જ માનવજાતિ અને માનવપરિવારના કર્તા મનુ
ભવિષ્ય રહેલુ છે

## દહિ પ્રસગ

પરતુ અણુવ્રતી સઘની મજલ ઘણી કઠણ છે તે યુગવ
આહ્વાન પણ છે અને ચેતવણી પણ છે અમે જોયુ છે કે આ
દિલ્હી નગરીમા વર્તમાન યુગના અહિંસાના સહુથી મોટા પ્રચારક મહા
ગાધીનુ ખૂન પ્રાર્થના સ્થળમા દિનદહાડે થયુ હતુ હિંસા
અહિંસાની આ અથડામણુ શેતાન અને ઈશ્વરના સઘર્ષની માફક સ
ચાલતી આવી છે હિંસાએ આજ સુધીમા જગતનો કોઈ પણ સમસ
ઉકેલ કર્યો નથી અને તેના બળ પર જે ગાઇ ઉકેલો કરવામા આ
છે તે અસ્થાયી નિવડ્યા છે તેથી જ આજે અહિંસા એ
વ્યાવહારિક મૂલ્ય ધરાવે છે હિંસાની આ પ્રચડ દાવાગ્નિને બુઝ
માટે આજે જે વ્યક્તિઓએ આચાર્યશ્રીની સામે પ્રતિજ્ઞાઓ ગ્ર
કરી છે તે બધાએ સમજવુ જોઈએ કે અણુવ્રત કોઈ ધાર્મિ
પથ મત વસ્તુ નથી તે તો સનાતન આચરણ છે જે ની

ઉપર લાવવુ આ યુ જ્તર છે આ સતત જીવન અચરણમા અણુવતી જોડાના ઉ યે આવશે અને અણુવ્રતીના જીવનનુ પાલન કરીને સમાજમાં તેઓ જે આદર્શ ઉપસ્થિત કરશે તે જ અણુવ્રતને સ્થાયી બનાવી શકશે એથી વિવેકનુ ભાનુ માવીને સત્યમા પરમ શ્રદ્ધા રાખનાર એવા આ વિશ્વાસીઓએ આજે એક પ્રતિજ્ઞા લીધી છે હવે તેમનુ જીવન સમાજને માટે છ સામાજિક ન્યાય અને આમાજીક મર્યાદાઓ સ્થિર કરવા માટે આ એક મહાન પ્રયોગ છે અને અણુવ્રતીઓનુ કર્તવ્ય પાલન એ વાતનો નિશ્ચર કરશે કે આ દેશમા સત્ય અને અહિંસા એ ને જ્વલવ્યમાન જીવન સત્ય છે

## ( ૬ )

## એક વ્યક્તિની શક્તિ

શ્રીમતી દુર્ગાબાઇ શાસ્ત્રીએ પોતાના સ ન અને સ્વાભ વિક ભાષણમાં કહ્યુ કે—

મને બે ા શબ્દો બોલવા માટે જે સન્માન અને આદર દર્શાવવામા આવ્યા છે, તેના માટે હુ આપને તથા આપના સઘને ધન્યવા આપુ છુ મે આચાર્ય શ્રી તુલસીમહારાજના દર્શન ક્યા અને તેમની સાથે કેટલીક વાતચીત કરવાનો પ્રસગ મળાના પ્રસન્નતા અનુભવી આચાર્યશ્રીના ભક્ત તથા અનુયાયી શ્રાવક શ્રાવિકાઓને હુ અભિનન્દન આપુ છુ કે તેઓ આ જડવાદી અને ધર્મરહિત જમાનામા આવા આદર્શ ચરિત્ર આચાર્યશ્રીનુ નેતૃત્વ મેળવવાનુ સૌભાગ્ય પ્રાપ્ત કરી શક્યા છે તેઓ જૈન ધર્મના ચુસ્ત તેરાપથી સંપ્રદાયના અનુયાયી હોવા છતા એટલા ઉદાર અ ત કરણવાળા છે કે તેમને બીજા ધર્મના વિરોધની ભાવના સ્પર્શ પણ કરી શકી નથી તેઓ બધા ધર્મ અને સ ન દાયના લોકોની સાથે સપ્રેમ વાર્તાલાપ કરે છે અને તે દરમિયાન અન્ય કટ્ટર આચાર્યોમા જેમ પોતાના પથનેજ ઉચો માનવો અને બીજા

ધર્મ તથા માર્ગોની નિંદા કરવી આદિ કોઈ પણ પ્રકારની ભાવના રાખતા નથી

હુ પોતે જૈન ન હોવા છતા આપની વચ્ચે એટના માટે જ આવી છુ કે મહારાજશ્રીના કથન મુજબ એમના અણુવ્રતોને ગ્રહણ કરનાર અને આચરણમા મૂકનાર જૈન જ હોવા જોઈએ એવો કોઈ આગ્રહ નથી હું એમ માનુ છુ કે જેન કેમના જ જૈનો છે એવુ નથી નિર્ગ્રંથકરોએ ઉપદેશેલા માર્ગ અનુસાર જેઓ પોતાના જીવનને નિયમબદ્ધ રાખવાને માટે તૈયાર હોય અને જેઓ તેમના ઉપદિષ્ટ માર્ગ પ્રત્યે ભક્તિ, સ્નેહ અને આદર ધરાવતા હોય, તેઓ બધા જ વાસ્તવિકતાએ જૈન છે, જૈન કહેવરાવવાને યોગ્ય છે

આજના હિંસાપ્રધાન યુગમા જૈન ધર્મનુ સ્થાન અતિ ઉચુ છે આજનો યુગ એવો ચાલી રહ્યો છે કે એક દેશ બીજા દેશની સાથે, એક પાડોશી બીજા પાડોશીની સાથે અને એક ભાઇ બીજા ભાઈની સાથે વેરઝેર, દ્રોહ ઇર્ષ્યા અને શત્રુતાની ભાવના રાખે છે તથા એક બીજાનો વિધ્વસ યા વિનાશ કરવાની અથવા એક બીજા ઉપર અત્યાચાર કરવાની પ્રકૃતિ ધરાવે છે આવા યુગમા જૈનધર્મ એક જાજ્વલ્યમાન મશાલની માફક અધકારમય જગતને જીવદયા અહિંસા તથા ત્યાગમય જીવનનો સદુપદેશ આપીને મનુષ્ય જીવનને માટે સાચો તથા ઉત્તમ માર્ગ બતાવે છે અને સન્માર્ગ તરફ દોરવાની શક્તિ ધરાવે છે

આ ધર્મના સદ્ગુણો મોગ વ્રતો પાચ છે

(૧) સત્ય (૨) અહિંસા (૩) બ્રહ્મચર્ય (૪) અસ્તેય તથા (૫) અપરિગ્રહ

આ પાચ વ્રતો એટલા મોગ અને ઉપયોગી છે કે જો સમસ્ત ભારતના નરનારીઓ તેને યથાશક્તિ મનસા વાચા કર્મણા પાલન કરવાની પ્રતિજ્ઞા કરી લે તો સભવ છે કે આપણો દેશ જલ્દી અભીષ્ટ ઉન્નતિને

પ્રાપ્ત થાય અને આજના વ્યથિત જગતને માટે એક આદર્શ સમાજ બની જાય. આપ બધાને અભિનંદન આપતાં મને હર્ષ થાય છે કે આ વ્રતોને મનવચન કાયાથી બરાબર પાળનાર મૂર્તિમંત ધર્માવતાર આચાર્ય શ્રીતુલસી મહારાજના નેતૃત્વ અને સાક્ષીત્વમાં આજે તમે સકડોની સખ્યામા અણુવ્રત ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા લીધી છે અને તેના પાલનનુ આજીવન પણ લીધુ છે આ પવિત્ર વ્રતોનુ પ્રતિજ્ઞા પૂર્વક પાલન કરનારા નરનારીઓ માત્ર પોતાના જીવનને જ નહિ, પ તુ પોતાના સમાજને પણ કૃતાર્થ કરશે અને તેને સુખ તથા શાતિ પ્રાપ્ત કરવામાં મદદગાર થશે આ મારી આશા જ નથી પણ દઢ વિશ્વાસ છે

જે દેશમા એક વ્યક્તિ પણ નેક, શાતિપ્રિય અને અહિંસા વ્રતી હોય છે, તો તે દેશ કેટલો ઉન્નત અને અગ્રગામી બની શકે છે, તેનું જ્વલત ઉદાહરણ આપણને સ્વર્ગીય મહાત્મા ગાધીના જીવનમાથી મળે છે જો એક જ વ્યક્તિ સમાજમા ઘાતક અને હિંસા પ્રિય નીકળી આવે તો કેટલી હાનિ પહોચાડે છે કેટલુ પતન કરે છે, તેનુ ઉદાહરણ નાથૂરામ ગોડસે છે કે જેનુ કૃત્ય આપણે ભૂલી શકતા નથી તેથી આપણા દેશ, સમાજ અને દુનિયા માટે આ દિવસ શુભ છે કે જ્યારે સેકડો વ્યક્તિ અહિંસા તથા સત્યનો પવિત્ર માર્ગ ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા લેવાને એકત્ર થઈ છે આવા મગળમયમા દિલ્હીના નાગરિકો હાજર થઈને આપને ધન્યવાદ આપે તેમા કોઇ આશ્ચર્ય નથી

જૈન ધર્મ તથા બીજા બધા ધર્મો પોતાના અનુયાયીઓને સદાચારના માર્ગે ચલાવવાનો નિરતર પ્રયત્ન કરે છે પરતુ કામ, ક્રોધ, લોભ, મોહ મદ માત્સર્યને વશ થઈ તે અનુયાયીઓ સ્વાર્થ સાધનની આશામા પોતાના જીવનને બરબાદ કરે છે અને પોતાના ધર્મને પણ કલકિત કરે છે તેથી

તમોને મારો એ જ આગ્રહ છે કે આચાર્યશ્રીએ અણુવ્રતોની જે દીક્ષા આપી છે તેના પાલનમા તમે કયારે પણ શિથિલ ન થશો અને કોઇ પણ વખતે એવો વિચાર સુધા પણ આવવા ન દેશો કે એના પાલન વિના તમે સ્વાર્થ સાધના કરી શકશો તમારો સ્વાર્થ તો એ જ છે કે તમે સુખી થાઓ તમારો સમાજ સુખી થાય, તમારો દેશ સુખી થાય અને અણુ કે મહાન સર્વ પ્રાણીમાત્ર સુખી થાય. આ ઉદ્દેશ જો સિદ્ધ થઈ શકે તો અહિંસા અને સત્યના માર્ગથી જ સિદ્ધ થઈ શકે જો કોઇ એનાથી વિરુદ્ધ વર્તીને સુખી બનવાની ઇચ્છા કરતું હોય તો તે મૃગતૃષ્ણા છે વૈર, હિંસા ઘૃણા તથા વિદ્રોહના બીજો વાવીને તમે સુખ શાન્તિ કલ્યાણ તથા ઉન્નતિનું ફળ કેવી રીતે પામી શકો ! તેથી તમે લોકોએ આજે જે પ્રતિજ્ઞાઓ લીધી છે અને જે માર્ગનુ અવલંબન ગ્વાનો નિશ્ચય ર્ક્યો છે, તે ઉચિત સર્વોત્કૃષ્ટ છે અને તમારુ પરમ કર્તવ્ય છે કે તમે એના પર દૃઢતાથી કાયમ રહો.

શુભ અને કલ્યાણ કાર્યોમા પ્રાય વિઘ્ન આવે જ છે અને ઇશ્વર પોતાના ભક્તની દૃઢતાની પરીક્ષા કરવા માટે અનેક પ્રલોભનો મોકલે જ છે એમા ન ફસાતા તમે અટલ પ્રતિજ્ઞ રહો એ જ મારો તમને આગ્રહ છે હાજર રહેલી શ્રાવિકાઓ તથા બહેનોને મારો મુખ્ય આગ્રહ એ છે કે તેઓ ધર્મના માર્ગ પર અટલ રહે અને પોતાના કુટુબને આચાર્ય શ્રીતુલસીજી મહારાજે બતાવેલા સન્માર્ગની સામગ્રી પીરસતી રહે કોઇ પણ સમાજના જીવનને ઉન્નત કરવામા સ્ત્રીઓનુ આચરણ, તેની ધાર્મિક રૂચિ, તેના દ્વારા ચલાવવામા આવતુ કૌટુબિક જીવન અને બાળકો તથા યુવાન પર પડતો તેમનો પ્રભાવ મુખ્ય ભાગ ભજવે છે તેથી આપણા શાસ્ત્રોમા સામાજીક ધર્મની વ્યવસ્થા માટે સ્ત્રીઓના જીવન અને સચ્ચરિત્ર પર વિશેષ ધ્યાન અપાયેલુ છે ભારતમા આજ ઘણા પ્રકારનુ દુ ખ, સામાજીક દુર્વ્યવસ્થા તથા પતન જોવામા આવે છે વળી પ્રમાણમા ગરીબાઈ પણ વધારે છે, તેમ છતા બીજો દેશોની અપેક્ષાએ

સુખશાંતિ વધારે જણાય છે, તેનું એક મુખ્ય કારણ એ છે કે આપણા દેશની સ્ત્રીઓ તુલનાત્મક દૃષ્ટિએ વધારે સંયાગિણી, પતિવ્રતા અને ધર્મપરાયણ રહેલી છે. તેથી બહેનો ! જો વધારે ઉન્નતિ કરવી હોય તે તમારે વધારે દૃઢ અને ધર્મપરાયણ બનવું જોઈએ.

## આચાર્યશ્રીના આશીર્વાદ

આચાર્ય શ્રીતુલસીએ અધિવેશનની સમાપ્તિ કરતા અણુવ્રત ગ્રહણ કરનાર નરનારીઓને આશીર્વાદ આપ્યા. તેઓશ્રીએ કહ્યું કે આજના આ પુનીત પ્રસંગે હું અણુવ્રતી બંધુઓ અને બહેનોને ખાસ સંદેશો આપુ છુ કે તેઓ ક્રોધ, માન માયા, લોભ આદિ દુષ્પ્રવૃત્તિઓથી પોતાને બચાવે અને બીજાઓને પણ એનાથી બચવાની પ્રેરણા કરે. એ દુષ્પ્રવૃત્તિઓ ગુણોની હાનિ કરનારી છે. ભગવાન મહાવીરના એ વાક્યોને તમે સદા ધ્યાનમાં રાખજો કે—

उवसमेण हणे कोहं, माणं मद्दविया जिणे ।
माया मज्जव भावेण, लोहो संतोसओ जिणे ॥

અર્થાત્—ક્રોધને શાંતિથી જીતો, માનને મૃદુતાથી જીતો, માયા અથવા દંભચર્યાને સરળતાથી જીતો અને લોભને સંતોષથી જીતો.

તેઓ આજે એક આધ્યાત્મિક નૈતિક નિયંત્રણમાં આવી ગયા છે. તેમની જવાબદારી ઘણી અંશે વધી ગઈ છે. તેને તેઓએ સત્ય અને ઇમાનદારીથી સદા કરવાની છે.

હું તેમને આશીર્વાદ આપુ છુ કે તેઓને યથેષ્ટ શક્તિ અને સાહસ પ્રાપ્ત થાઓ જેથી તેઓ સંગ્રામમાં જનાર યોદ્ધાની માફક પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરવામાં વિજય પ્રાપ્ત કરે અને સફળ થાય. આજના આ દૂષિત અને વિકૃત વાતાવરણમાં સંભવ છે કે વ્રતપાલનમાં વિઘ્નો અને વિપત્તિઓનો સામનો કરવો પડે. હું ઈચ્છું છું કે બધા ભાઈબહેનો દૃઢતા સાહસ પુરુષાર્થ અને શક્તિથી ઝાલીને મજબૂત કરીને અડગ બને.

ત્યારબાદ મહાવીર પ્રભુના ચરણોમાં નીચેના ભજનથી શ્રદ્ધાંજલિ અર્પણ કરવામાં આવી. હાજર રહેલા બધા સ્ત્રી પુરુષોએ આચાર્યશ્રીના સ્વરમાં પોતાનો સ્વર મેળવીને પ્રભુવંદના કરી. આચાર્ય શ્રી તુલસી વિરચિત એ વંદના આ રહી

મહાવીર પ્રભુકે ચરણોંમે, શ્રદ્ધાકે કુસુમ ચઢાયે હમ ।
ઉનકે આદર્શોંકો અપના, જીવનકી જ્યોતિ જગાયે હમ ॥
તપ સંયમમય શુભ સાધન સે, આરાધ્ય ચરણ આરાધન મે ।
બન મુક્ત વિકારોંસે સહસા, અબ આત્મવિજય કર પાયે હમ ॥
દૃઢ નિષ્ઠા નિયમ નિભાને મે, હો પ્રાણ બસી પ્રણ પાલને મે ।
મજબૂત મનોબલ હો ઐસા, કાયરતા કભી ન લાયે હમ ॥
યશ-લોલુપતા પર લોલુપતા, ન સતાયે કભી વિકાર-વ્યથા ।
નિષ્કામ સ્વપર કલ્યાણ કામ જીવન અર્પણ કર પાયે હમ ॥
ગુરુદેવ ચરણમે લીન રહે નિર્ભીક ધર્મકી બાટ બહે ।
અવિચલ દિન સત્ય અહિંસાકા, દુનિયા કો સુપથ દિખાયે હમ ॥
પ્રાણી પ્રાણીસહ મૈત્રી સજે, ઈર્ષ્યા મત્સર-અભિમાન તજે ।
કહની કરની ઇકસાર બના, 'તુલસી' તેરા પથ પાયે હમ ॥

ઉપરાંત નીચેનું ગીત ગવાયા બાદ અત્યંત ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં અધિવેશનની કાર્યવાહી સાડાચાર વાગે સમાપ્ત થઈ.

હો હમારા જો વિરોધ, હમ ઉસે સમઝે વિનોદ ।
સત્ય સત્ય શોધ મે, તબ હી સફલતા પાયેંગે ॥
કષ્ટો સે નહીં ઘબરાયેંગે ॥
સત્ય કા બલ હૈ અતૂટ ઝૂઠ આખિર ઝૂઠ ઝૂઠ ।
દૂધ પાનીમ નિમે, સત્ય સે દિખલાયેંગે ॥
સાહસ સદા બઢાયેંગે ॥

# પરિશિષ્ટ (૧)

## અણુવ્રત

અણુવ્રતી સઘના પહેલા વાર્ષિક અધિવેશનમા જે પ્રતિજ્ઞાઓ લેવામા આવી તે નીચે મુજબ છે —

### (૧) અહિંસા વ્રત

અહિંસાના સબધમા નીચે જણાવેલી પ્રતિજ્ઞાઓનુ પાલન અણુવ્રતીને માટે અનિવાર્ય છે —

૧ ચાલતા ફરતા નિરપરાધ પ્રાણીની સકલ્પ લક્ષ્ય અથવા વિધિપૂર્વક હિંસા કરવી નહિ

૨ કોઈ ખાસ વ્યક્તિ કે ખાસ પક્ષની હત્યા કરવાનો ઉદ્દેશ રાખનાર મડળ, પક્ષ કે સસ્થાના સભ્ય બનવુ નહિ તથા એમના કાર્યોમા ભાગ લેવો નહિ

૩ સ્વદેશની બહાર બનેના વસ્ત્રો પહેરવા કે ઓઢવા નહિ

અપવાદ—ખાસ સયોગોમા તથા વિદેશવાસમા ઉપર્યુક્ત નિયમ લાગુ પડતો નથી

૪ રેશમી અને તેના જેવા હિંસાજન્ય વસ્ત્રોને પહેરવા તથા ઓઢવા નહિ

અપવાદ—વ્રતગ્રહણ પૂર્વેના વસ્ત્રોની વપરાશમા ઉપરના નિયમો બાધક નથી

૫ કોઈ પણ વ્યક્તિને અસ્પૃશ્ય માનીને તેનો તિરસ્કાર કરવો નહિ

૬ મોટાં જમણવારો કરવા નહિ અને રાજકીય નિયમ હોય તો તેનું ઉલ્લઘન કરવુ નહિ

નોંધ—જ્યા પોતાના નજીકના સબધીઓ અને બીજી આમ ત્રિન વ્યક્તિઓ મળીને ૧૦૦ થી વધારેની સખ્યા એકત્રિત થાય, તેને મોટો જમણવાર ગણવામા આવશે

૭ નિયમ નિષિદ્ધ જમણવારમા ભોજન કરવા જવુ નહિ

૮ વિશ્વાસઘાત કરીને કોઈના હૃદયને આઘાત પહોંચાડવો નહિ

૯ કાય । અને વ્યવહારિક દૃષ્ટિથી પશુઓ પર વધારે ભાર ભરવો નહિ

૧૦ પોતાના આશ્રિત જીવોની ખાદ્ય પેય વસ્તુઓનો કલુષિત ભાવનાથી વિચ્છેદ કરવો નહિ

૧૧ આશ્રિત અને અનાશ્રિત પ્રાણીઓ પ્રત્યે ક્રૂર વ્યવહાર તથા પ્રહાર કરવો નહિ

૧૨ ચિકિત્સાના કારણ સિવાય કોઈ પ્રાણીનો અગ વિચ્છેદ કરવો નહિ તપાવેના સળિયા કે બીજા કષ્ટદાયક ઉપાયોથી ચિહ્નાદિ નિશાનો કરવા નહિ

૧૩ કોઇ પ્રાણીને કઠોર બધનથી બાધવુ નહિ.

૧૪ આત્મહત્યા કરવી નહિ

૧૫ ભ્રૂણહત્યા કરવી નહિ

૧૬ માસ—જેમા ઇડા, માસ, સત્ત્વ, ચરબી અને રક્તનો પણ સમાવેશ થાય છે—ખાવુ નહિ

૧૭ દારૂ પીવો નહિ

૧૮ દારૂ માંસ, માછલી તથા ઇડા આદિનો વ્યાપાર કરવો નહિ

૧૯ શિકાર કરવો નહિ

૨૦ અણગળ પાણી પીવ નહિ

૨૧ કસાઇનું કામ કરવું નહિ કરનારને સહકાર આપવો નહિ, અને કસાઇપણાનું કામ કરનારી પત્નીના શેર લેવા નહિ

૨૨ જન્મ, વિવાહ તહેવાર આદિ પ્રસંગોએ આતશબાજી કરવી નહિ કે કરવામાં સંમતિ આપવી નહિ

૨૩ તપસ્યા (ઉપવાસ) ની મરણે જમણવાર કરવો નહિ અને તે માટે થતા જમણવારમાં ભોજન કરવા માટે જવું નહિ

૨૪ શૈક્ય, જેઠાણી દેરાણી તથા નણંદ આદિ સાથે તથા તેમના બાળકો સાથે દુર્વ્યવહાર કરવો નહિ

૨૫ મરનારની પાછળ રિવાજ તરીકે રોવું નહિ

૨૬ ભાંગ, ગાંજો, ચરસ, તમાકુ જર્દો આદિ ખાવા પીવા કે સુંઘવાના કામમાં લેવો નહિ

૨૭ વિવાહ તથા હોળી આદિ પર્વોમાં ગંદા ગીત અને ગાળી બોલવી નહિ તથા અશ્લીલ વ્યવહાર કરવો નહિ

૨૮ હોળીના પર્વમાં રાખ વગેરે ગંદા પદાર્થો બીજા પર ફેંકવા નહિ

૨૯ મનુષ્ય દ્વારા ખેંચાતી રીક્ષામાં બેસવું નહિ

૩૦ કોઈ પણ પ્રકારના મૃત્યુભોજનમાં જમવા માટે જવું નહિ

અપવાદ—શોક બતાવવા બીજા ગામમાં ગયેલી વ્યક્તિઓને આ નિયમ લાગુ પડતો નથી

૩૧ ક્રોધાદિ વશ કોઇને ગાળ દેવી નહિ

૩૨ લાભ કે દ્વેષ વશ આગ લગાડવી નહિ

## (૨) સત્યવ્રત

સત્યના સંબંધમાં નીચેની પ્રતિજ્ઞાઓનું પાલન અણુવ્રતીઓને માટે અનિવાર્ય છે –

૧ જમીન મકાન, પશુ પક્ષી, સોના ચાંદી, ધન ધાન્ય તથા ઘી તેલ આટો વગેરે ખાદ્ય પદાર્થો અથવા અન્ય કોઈ વસ્તુની લે વેચ કરતા તેના પ્રકાર, માપ તોલ, સંખ્યા વગેરે બાબતોમા અસત્ય બોલવુ નહિ

૨ સમજીબૂઝીને ખોટો નિર્ણય કે ફેંસલો આપવો નહિ

૩ કોઇ વ્યક્તિ, મંડળ, પક્ષ, અથવા ધર્મ વિશેષ પ્રત્યે આક્ષેપાત્મક નીતિથી ભ્રાન્તિ ફેલાવવી નહિ કે જૂઠો આરોપ મૂકવો નહિ.

૪ ન્યાયાધિશ અને પંચ આદિની સમક્ષ અનર્થકારી અસત્ય સાક્ષી આપવી નહિ

૫ કોઇ વ્યક્તિ પાસેથી જૂઠુ ખત અથવા દસ્તાવેજ લખાવવો નહિ જેમકે રૂપિયા ૧૦૦ આપીને ૨૦૦) નુ ખત લખાવવુ વગેરે

૬ સ્વ અથવા પર કન્યા પુત્રના વિચાર આદિ વિષયમા અસત્ય બોલવુ નહિ જેમકે કોઇ આંધળી ને દેખતી અને કોઈ સચ્ચરિત્રાને દુશ્ચરિત્રા કહેવી

૭ ખોટો કેસ કરવો નહિ કે કરવામા સંમતિ આપવી નહિ

૮ ખોટો આરોપ કે કલંક મૂકવુ નહિ

૯ વ્યક્તિગત સ્વાર્થ અથવા દ્વેષથી કોઇનો મર્મ (ગુપ્ત વાત) ઉઘાડો પાડવો નહિ

૧૦ કોઇને મિત્રભાવ દેખાડીને અનિષ્ટકારી સલાહ આપવી નહિ

૧૧ ખાતરી આપીને કે બંધન કરીને તેનો ઇનકાર કરવો નહિ.

૧૨ ખોટા દસ્તાવેજ બનાવવા નહિ કે બનાવવાની સંમતિ આપવી નહિ

૧૩ જૂઠા રેશનકાર્ડ બનાવવા નહિ

૧૪ કોઇને ખોટુ પ્રમાણપત્ર આપવુ નહિ

૧૫ ખોટી જાહેર ખબર કરવી નહિ.

## (૩) અચૌર્ય વ્રત

અચૌર્યના સબંધમા નીચે જણાવેલી પ્રતિજ્ઞાઓનુ પાલન અણુવ્રતીઓને માટે અનિવાર્ય છે —

૧ તાળુ તોડીને, ભીત વગેરેમા ખાતર પાડીને, ગાઠડી કે તીજોરી ખોલીને ધાડ પાડીને કે ખિસ્સુ કાતરીને કોઈ વસ્તુની ચોરી કરવી નહિ

૨ બીજાની પડેલી વસ્તુને ચોર વૃત્તિથી લેવી નહિ

૩ રાજ્યનિષિદ્ધ વસ્તુઓનો વેપાર કરવો નહિ

૪ રાજ્યનિષિદ્ધ વસ્તુઓને બીજા દેશમા લઈજઈને અથવા બીજા દેશમાથી લાવીને વેચવી નહિ.

૫ કોઈ ચીજમા ભેળસેળ કરીને કે નકલીને અસલ તરીકે ઓળખાવીને વેચવી નહિ (ભેળસેળ—જેમ કે દૂધમા પાણી ઘીમા વેજીટેબલ અને આટામા સિંગોડાનો લોટ વગેરે નકલી ને અસલ તરીકે ઓળખાવવા, જેમ કે કલચર મોતીને સાચુ મોતી કહેવુ )

૬ લે વેચમા જૂઠ તોલમાપ કરવા નહિ

૭ એક પ્રકારની વસ્તુ બતાવીને બીજા પ્રકારની વસ્તુ આપવી નહિ

૮ સારા માલને વગાવ કાપવાની દાનતથી ખરાબ અથવા નુકશાનવાળો ઠરાવવો નહિ

૯ કોઇ સસ્થાના દ્રસ્ટી અધિકારી કે કાર્યકર્તા વગેરે થઈને તેના ધનમાલનું અપહરણ કે સ્વાર્થવશ અપ વ્યય કરવો નહિ.

૧૦ ખોટા સિક્કા કે નોટો બનાવવી નહિ, તેમજ બનાવવાની સમતિ આપવી નહિ

૧૧ પિટ્ટિ વિના કે તે વગેરેમા મુસાફરી કરવી નહિ નોધ—અમુક રાજનૈતિક પક્ષની નીતિ અનુસાર તે પ્રમાણના રાજનિયમોનું ઉલ્લઘન કરવુ પડે તો પ્રતિજ્ઞાઓને બાધ આવશે નહિ

૧૨ કોઈ સો ામા ગાઝો ખાવો નહિ

૧૩ ચોરીની વસ્તુ ખરી દી નહિ અને ચોર ને ચોરી કરવામા સહાયતા આપવી નહિ

## (૪) બ્રહ્મચર્ય વ્રત

બ્રહ્મચર્યના સબધમા નીચે જણાવેલી પ્રતિજ્ઞાઓનુ પાલન અણુવ્રતીઓ માટે અનિવાર્ય છે

૧ વસ્યાગમન કે પરસ્ત્રીગમન કરવુ નહિ

૨ કોઈ પણ પ્રકારનુ અપ્રાકૃતિક મૈથુન કરવુ નહિ

૩ દિવસે સભોગ કરવો નહિ

૪ ૪૫ વર્ષની ઉમ્મર પછી વિવાહ કરવો નહિ

૫ રાજકીય કાયદાઓમા દર્શાવેલી વિવાહની ઉમ્મરથી ઓછી ઉમરે વિવાહ કરવો નહિ

૬ જ્યા શીલભગનો પ્રસંગ કે આશકા જણાય, ત્યા નોકરી કરવી નહિ કે રહેવુ નહિ

૭ એકલી પરસ્ત્રી સાથે એક જ ઓરડામા રાત્રિ શયન કરવુ નહિ

૮ એકના પરપુરુષ સાથે ફરવા જવુ નહિ, રમવુ નહિ કે સીનેમા વગેરેમા જવુ નહિ.

૯ વેશ્યાનુ નત્ય કે ગાન કરાવવુ નહિ

૧૦ વેશ્યાનુ નૃત્ય જોવાના ઉદ્દેશથી તે માટે મેળાવડાના સમારંભમા ભાગ લેવો નહિ

૧૧ કોઇ સ્ત્રીને ફોસલાવીને, ધમકાવીને, ધીટાઇને કે લોભાવીને તેની સાથે વિવાહ કરવો નહિ

નોંધ–ઉપર બતાવેલા મહિલાઓના નિયમો પુરુષોને અને પુરુષોના નિયમો મહિલાઓને લાગુ થાય છે

## (૫) અપરિગ્રહ વ્રત

અપરિગ્રહના સબધમા નીચે જણાવેલી પ્રતિજ્ઞાઓનુ પાલન અણુવ્રતીઓને માટે અનિવાર્ય છે

૧ વ્યાપાર અગે કાળાં બજાર કરવા નહિ

૨ લાચ લેવી નહિ

૩ પહેરામણી આણુ આદિ બીજાને ત્યા જોવા જવુ નહિ તથા પોતાને મળેલી પહેરામણી વગેરે ગોઠવીને બીજાને બતાવવી નહિ

૪ પોતાના લોભની ખાતર રોગીની ચિકિત્સા કરવામા અનુચિત વિલબ કરવો નહિ

૬ એક દિવસમા ખાવાપીવાની વસ્તુઓ ૩૧ થી વધારે વાપરવી નહિ

૬ રૂપિયા લઇને કન્યા પુત્ર આદિનો વિવાહ-સબધ કરવો નહિ

૭ એક બીજાથી વધારે ઘરેણું પહેરવુ નહિ

( આ નિયમ માત્ર પુરુષો માટે સમજવાનો છે )

૮ વોટ, મત કે સાક્ષી આપવા માટે પૈસા માગવા નહિ અને આપવા પણ નહિ

૯ જુગાર રમવો નહિ

૧૦ તપસ્યા ( ઉપવાસ ) અંગે આભૂષણ વગેરે લેવા નહિ

૧૧ દોષિત અને હલકટ રીતોથી નોકરી ઈજારો કે લાયસન્સ આદિ મેળવવા નહિ

૧૨ હોટેલ રેસ્ટોરેન્ટનો ધંધો કરતાં માંસ માછલી, ઇડાં આદિનું ખાણું તૈયાર કરવું નહિ પીરસવું નહિ તથા પીવા માટે દારૂ આપવો નહિ

૧૩ ધરભૂમિ, સોનું ચાંદી, ધન ધાન્ય, દ્વિપદ ચતુષ્પદ તથા ઘરનો સામાન અને ઉપયોગી વસ્તુઓ આદિ પરિગ્રહના પરિમાણ થી વધારે રાખવી નહિ—સંઘરવી નહિ (પોતે ધારેલું પરિમાણ સંઘ પ્રમુખને જણાવવું પડશે )

## સાધના

૧ દરેક વર્ષે એક અહિંસા દિવસ પાળવો

૨ દરેક મહિને એક ઉપવાસ કરવો જો બની શકે તેમ હોય નહિ તો દરેક મહિને બે દિવસ એક વખતથી વધારે વાર ખાવું નહિ

૩ પ્રતિદિન ઓછામાં ઓછું ૧૫ મિનિટ આત્મ ચિંતન કરવું

૪ દરેક મહિને ઓછામાં ઓછું ૧૫ દિવસ બ્રહ્મચર્ય વ્રત પાળવું

## અહિંસા દિવસનો કાર્યક્રમ

૧ ઉપવાસ અવશ્ય કરવો

૨ કોઈ પણ મનુષ્ય, પશુ પક્ષી વગેરે પર સામાન્ય કે વધારે પ્રહાર કરવો નહિ

૩ પશુઓ પર સવારી કરવી નહિ

૪ અસત્યમાત્રનો ત્યાગ કરવો
૫ પૂર્ણ બ્રહ્મચર્યનુ પાલન કરવુ
૬ કોઇને કડવુ વેણ કહવુ નહિ
૭ પોતાના બચાવ માટે પણ હિંસાત્મક પ્રત્યાક્રમણ કરવુ નહિ
૮ એક કલાક સુધી આધ્યાત્મિક સ્વાધ્યાય કરવો
૯ અર્ધો કલાક આત્મચિંતન કરવુ જેમા વર્ષ દરમિયાન કરેલી ખોટી પ્રવૃત્તિઓ યાદ કરી આત્મનિંદા કરવી
૧ પોતાના માતા પિતા ભાઈ તથા અન્ય કુટુંબી અને પોતાના નોકર તથા કામ કરનારાઓ વગેરે જેઓ નિરતર સપર્કમા આવનારા છે તેમાથી જેઓ મળે તેમને સાક્ષાત્ અને ન મળે તેમને પોતાની ભાવનાથી વર્ષભરમા થયેલા અસત્વ્યવહાર માટે ખમાવવા (ક્ષમા માગવી) અને તેમને પોતાના તરફથી ક્ષમા આપવી
૧૧ ખાસ આયોજન દ્વારા અહિંસા આદિ સિદ્ધાંતોનો અને શક્ય હોય તો 'અણુવ્રતી સઘ'નો પ્રચાર કરવો

## આત્મચિંતન

૧ ભૌતિક સુખોમા આસક્ત થઇને આત્મોન્નતિના મુખ્ય લક્ષને ભૂલ્યો તો નથી?
૨ સ્વપ્રશસા અને પરનિંદાથી પ્રસન્નતા તો નથી થઇ અને સ્વનિંદા અને પરપ્રશસાથી અપ્રસન્નતા તો નથી થઇ?
૩ પોતાના મોઢે જ પોતાના વખાણ તો નથી કર્યા?
૪ કોઇનો જૂઠો પક્ષ લઇને ઝગડો નથી કર્યો? અને કોઇનુ અપમાન કરવાની કોશિશ તો નથી કરી?
૫ કોઇની નિંદા તો નથી કરી?

૬ કોઇની ઉન્નતિ અને ઐશ્વર્ય જોઇને ઇર્ષ્યા તો નથી કરી ?

૭ બીજાની બરાબરી કરવા માટે નૈતિક જીવન થી ભ્રષ્ટ કરનારુ કામ તો નથી કર્યુ ?

૮ કોઇની સાથે તોછડાઇ તો નથી વાપરી ? બોલવામા અશ્લીલ શબ્દોનો ઉપયોગ તો નથી કર્યો ?

૯ વડીલ અને વૃદ્ધોની અવહેલના કે તેમનો અવિનય તો નથી કર્યો ? પોતાના માતાપિતા આદિ પૂજ્યજનોના સન્માનમા કોઈ અવિનય તો નથી કર્યો ?

૧૦ અવિનય, ભૂલ કે અપરાધ થતા ક્ષમાયાચના કરી કે નહિ ?

૧૧ બાળક બાળિકાઓએ કહેલુ ન માનતા તેમને નિર્દયતાથી માર્યા તો નથી ?

૧૨ જૂઠુ બોલીને પોતાની ભૂલ છુપાવવાની કોશિશ તો નથી કરી ?

૧૩ સ્વાર્થથી કે વિના સ્વાર્થે કોઇ ખોટી વાતનો પ્રચારતો નથી કર્યો ?

૧૪ કોઇની કોઈ વસ્તુ ચોરી તો નથી ?

૧૫ પરસ્ત્રીને પાપદૃષ્ટિથી તો નથી જોઈ ? અથવા પરપુરુષને પાપ દૃષ્ટિથી તો નથી જોયો ?

૧૬ અપ્રાકૃતિક મૈથુન તો નથી કર્યુ ?

૧૭ ધન મેળવવા માટે વિશ્વાસઘાત આદિ અમાનવોચિત કામ તો નથી કર્યુ ?

૧૮ કોઇની સાથે કોઈ માનસિક વાચિક અને કાયિક હિંસા તો નથી કરી ?

૧૯ આજે અને કાલ તો નથી આવ્યો ? આવ્યો તો કેમ, કોનાપર, ક્યાી વાર ?

૨૦ કોઈને ઠગવાની કે ફસાવવાની કોશિશ તો નથી કરી ?

૨૧ ભાગ, ગાંજો ચરસ આદિ નશાવાળી વસ્તુઓ વાપરી તો નથી ?

૨૨ પોતાના વિચારો સાથે સહમત ન થનારાઓનો દ્વેષ તો નથી કર્યો ?

૨૩ જીભની લોલુપતાને લીધે વધારે ખાધુ પીધુ તો નથી ?

૨૪ ગંજીપો ચોપાટ કેરમ વગેરે રમવામાં સમયને બરબાદ તો નથી કર્યો ?

૨૫ ઘરની કે પડોશની વ્યકિતઓ સાથે ઝગડો તો નથી કર્યો ?

૨૬ કોઈ અનૈતિક અથવા અપ્રિય કામોમાં ભાગ તો નથી લીધો ?

૨૭ કોઈની સાથે વ્યકિતગત અથવા સમૂહરૂપમા કોઈ કાવતરૂં કે દગો તો નથી કર્યો, જે દેશ સમાજ અને વર્ગને અશાંતિ પમાડવાની સાથે આત્માને પણ ગ્લાનિ ઉપજાવે ?

૨૮ ખોટો ખર્ચ તો નથી કર્યો ?

૨૯ કાળા બાજારની કોઈ વસ્તુ ખરીદી કે વેચી તો નથી ?

૩૦ જુગાર, સટ્ટો તેજીમંદી વગેરે પ્રવૃત્તિ તો નથી કરી ? અથવા તે સબંધી કોઇને પ્રેરણા તો નથી આપી ?

૩૧ વિધવા સ્ત્રી આદિને અપશુકન માનીને તેનુ દિલ તો નથી દુખાવ્યુ ?

## નારી સમાજ માટે ખાસ

૧ ઘરેણા વગેરે બનાવવા માટે પતિને હેરાન તો નથી કર્યો ?

૨ સાસુ, નણંદ, જેઠાણી, દેરાણી આદિ કૌટુંબિક સ્વજનોની સાથે ઈર્ષ્યા દ્વેષ કે કલહ તો નથી કર્યો ?

૩ ગો ચ જેઠાણી નણ  આદિ બીજાના બાળકોની સાથે દષ્ટિ વ્યવહાર તો નથી ક્યો ?

૪ કોઈ નિરવા મહેનન અપરાબ્દોથી અ માન તો નથી કર્યું ?

૫ દેખાવ  ગ ગ કે વિષયવાસનાઓમા શક્તિ અને સમયનો અપવ્યય તો નથી યો ?

૬ િનભગમા ખ્યા અનુચિત, અપ્રિય અને અવગુણ પેશ  નાગ ર્યો કર્યાં ? અને મું ગ શિખામણ ગ્રહણ ી ?

---

# નિયમો

૧ આ સગઠનનુ નામ 'અણુવ્રતી સઘ' રહેશે

૨ ઉદ્દેશ

[ક] જાતિ, વર્ણ, દેશ ધર્મનો ભેદ ન રાખતા માનવમાત્રને સયમના માર્ગ આગળ વધારવા

[ખ] લોકોને અહિંસા સત્ય, અચોર્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહના વ્રત ધારણ કરાવવા

[ગ] આધ્યાત્મિકતાના પ્રચાર દ્વારા જીવનમા નૈતિકતાનુ ધોરણ ઉચ્ચ કરવુ

[ઘ] અહિંસાના પ્રચાર દ્વારા વિશ્વબધુત્વ અને જગતશાંતિને પ્રસરાવવી

૩ આ સઘમા જોડાનાર વ્યક્તિ અણુવ્રતી' કહેવાશે

૪ સઘમા કોઈને લેવાનો અધિકાર માત્ર સઘ પ્રમુખને રહેશે

૫ અહિંસામા શ્રદ્ધા રાખનાર કોઈ પણ ધર્મ દળ, જાતિ વર્ણ અને દેશના સ્ત્રી પુરુષ આ સઘના સભ્ય થઈ શકશે

૬ અણુવ્રતિને સઘના નિયમો અને આજ્ઞાઓનુ પાલન કરવુ પડશે

૭ સૌ સભ્યો પરસ્પર મનીભાવ રાખશે

૮ અણુવ્રતિએ લીધેલી પ્રતિજ્ઞાઓને વ્રતરૂપે પાળવી પડશે

૯ કોઈ અણુવ્રતિ બીજા અણુવ્રતિને નિયમ આજ્ઞા અથવા પ્રતિજ્ઞા ભગ કરતા જોશે તો તે તે વ્યક્તિને જાગૃત થવા કહેશે અગર સઘ પ્રમુખને જણાવશે તે સિવાય પ્રચાર કરશે નહિ

૧૦ દરેક અણુવ્રતિ સઘ પ્રત્યે સદ્ભાવ અને વફાદારી રાખશે અને સઘની નિંદા કરશે નહિ અને કોઈએ કરેલી નિંદાને ઉત્તેજન આપશે નહિ

૧૧ દર વર્ષે મહા સુદ પાંચમ અથવા નક્કી કરેલી તીથીએ નક્કી કરેલા સ્થાને સંઘના સભ્યોનું — આગેવાનોનું — સંમેલન થશે જેમાં ઘણું ખરું દરેક સભ્ય હાજર રહેશે

૧૨ દર પખવાડીએ ઓછામાં ઓછું એક વાર લીધેલી પ્રતિજ્ઞાઓનું સ્મરણ અને લાગેલા દોષોની આંતર સમિક્ષા કરી આત્મ શુદ્ધિ કરી પડશે

૧૩ સભ્યોમાં પરસ્પર કડવાશ થઈ હોય તો પંદર દિવસની અંદર ક્ષમાયાચના કરી આ સંભવિત ન બને તો સંઘપ્રમુખને જાણ કરવી રહેશે

૧૪ કોઈ પણ નિયમમાં સ્પષ્ટિકરણ સુધારણા પરિવર્તન અગર ઉમેરવા વિ૦ સંઘ પ્રમુખ કરશે જે સર્વ સભ્યોને માન્ય રહેશે

૧૫ આ સંઘમાં જોડાનાર એક કે બે નિયમો ન પાળી શકે તેમ હોય તો તે સંઘ પ્રમુખને જણાવશે અને તેને બદલે બીજા ખાસ નિયમો સ્વિકારી સંઘમાં જોડાઈ શકશે

૧૬ તર્કદૃષ્ટિએ યોગ્ય છતાં કદિ કોઈ અનિચ્છનીય કાર્ય કરે તો તેને પ્રાયશ્ચિત કરવું પડશે.

૧૭ સંઘના સર્વોપરી સંચાલક અથવા સંઘ પ્રમુખ તેરાપંથ સમાજના વર્તમાન આચાર્ય રહેશે

૧૮ યોગ્ય પરિસ્થિતિમાં સંઘ પ્રમુખ દ્વારા સંઘના નેતૃત્વની બીજી વ્યવસ્થા કરી શકાશે

૧૯ નિયમ આજ્ઞા અથવા પ્રતિજ્ઞા ભંગનું પ્રાયશ્ચિત આપવાનો અધિકાર સંઘના પ્રમુખને રહેશે

---

# પરિશિષ્ટ (૨)

## શુભેચ્છાના સંદેશા

અણુવ્રતી સંઘના પ્રથમ વાર્ષિક અધિવેશનને અંગે પ્રાપ્ત થયેલા
સંદેશાઓ નીચે મુજબ છે —

### વડા પ્રધાનની અસમર્થતા

પ્રિય મહોદય!

તમોએ આચાર્ય શ્રી તુલસીના નેતૃત્વમાં ચાલતા અણુવ્રતી સંઘના
પ્રથમ અધિવેશન અંગે પાઠવેલો આમંત્રણ પત્ર વડા પ્રધાનને મળ્યો
ધન્યવા

સમયના અભાવે વડા પ્રધાન હાજર રહેવાને અશક્ત છે

ભવદીય
પ્રાણનાથ શાહી
પ્રાઇવેટ સેક્રેટરી
માનનીય વડા પ્રધાન

### નૈતિક પુનરુત્થાન

મુંબઈના ગવર્નર (રાજ્યપાલ) સર મહારાજસિંહે મહત્વના મ
નીચેનો તાર મોકલ્યો હતો કે—

'નૈતિક પુનરુત્થાનના પવિત્ર કાર્યમાં અણુવ્રતી સંઘને સફળતા
શુભ ભાવનાઓ સમર્પણ કરું છું'

### અભિનંદન

મુંબઈના વડા પ્રધાન શ્રીયુત બાલ ગંગાધર ખેરે મુંબઈથી નીચે
અભિનંદનનો તાર મોકલ્યો હતો

"હુ (અણુવ્રતી) સ ઘને અભિન દન આપુ છુ અને આશા રાખુ છુ કે તે પોતાના કાર્યમા સફલ થાય."

## સમાજનુ મહાકલ્યાણ

મુ બઈ ધારાસભાના અધ્યક્ષ શ્રી કે એસ ફિરોદિયા તરફથી લખાયેલા તા ૩૦મી એપ્રિલના પત્રમા જણાવ્યુ હતુ કે

'આચાર્ય શ્રીતુલસીજીની છત્રછાયામા ૩૦ મી એપ્રિલે થનારા અણુવ્રતી સ ઘના વાર્ષિક અધિવેશન અંગેનુ નિમ ત્રણ મુ બઈ ધારાસભાના અધ્યક્ષ માનનીય કે એસ ફિરોદિયાને મળ્યુ ધન્યવાદ

"તેમને એ જાણીને હર્ષ થયો કે સાદાઈ અને સત્યની જીવન પ્રણાલિકાને અપનાવનારા લોકોનો આ સ ઘ, વર્તમાન સ યોગોમા ખાતરીપૂર્વક સમાજનુ મહાકલ્યાણ કરશે તેઓ અધિવેશનને સફળતા ઇચ્છે છે અને વિન તિ કરે છે કે તે ૯૦ પ્રતિજ્ઞાઓ કે જે સ ઘના નિયમો છે તેની એક નકલ તેમને સૂચના માટે મોકલવામા આવે"

## મધ્ય માર્ગનુ અનુસરણ

આસામના તત્કાલીન ગવર્નર અને આજના ભારત સરકારના વ્યવસાય મ ત્રી શ્રીયુત શ્રીપ્રકાશજીએ શિલોંગથી ૪થી મે ના પત્રમા લખ્યુ હતુ કે—

પ્રિય શ્રી સત્યદેવજી,

તમારા ૨૭ મી એપ્રિલના પત્ર માટે ધન્યવાદ જનતાના નતિક પુનરુત્થાન માટે તમે જે રીતે કાર્ય કરવાનો પ્રયત્ન કરી રહ્યા છો તેમા હુ દિલચસ્પી લઉ છુ તમારા કાર્યનો સુ દર પ્રભાવ પડી રહ્યો છે— તે જાણીને મને હર્ષ થયો મને આશા છે કે શપથ લેનારી વ્યક્તિઓ પોતાની પ્રતિજ્ઞાઓનુ પાલન કરવાને શક્તિમાન નિવડશે

માનવ સ્વભાવની મર્યાદાને લક્ષમા રાખીએ ઘણુ સારુ કે હુ માનુ છુ કે આપની પ્રતિજ્ઞાઓ એ વાતને ધ્યાનમા રાખીને બનાવવામા આવી છે જો આપણે એવા આકરા શપથ લઈએ કે જેનુ પાલન કરવુ માનવ શક્તિની બહારનુ હોય, તો દરેક પગલે આપણને ભાર અને મુશ્કેલીઓનો અનુભવ થાય જીવનમા આપણે જે ઈચ્છીએ છીએ તે છે સયમ, નિયમિતતા અને અનુશાસન (શિસ્ત) નહિ કે સર્વનિષેધ અથવા અત્યત કઠોર વૈરાગ્ય આપણે જાણીએ છીએ કે કેટલાયે પ્રયાસો એ કારણે જ નિષ્ફળ ગયા કે તેમા એવી પ્રતિજ્ઞાઓનુ નિર્માણ કરવામા આવ્યુ હતુ કે જેનુ પાલન કરવુ એ સાધારણ મનુષ્યની શક્તિ બહારનુ કામ હતુ મધ્યમાર્ગનુ અનુસરણ કરવુ અને એ રીતે બન્ને છેડાની વચ્ચે સમતોલપણુ જાળવી રાખવુ સર્વોત્તમ છે

મને આ કરવા માટે ક્ષમા કરશો

તમારો,
શ્રીપ્રકાશ

## ઈશ્વરનો અનુગ્રહ

ઓરિસ્સાના તત્કાલીન રાજ્ય પ્રધાન અને આજના ભારત સરકારના ઉદ્યોગ મત્રી શ્રી હરેકૃષ્ણ મહતાબે કટકથી નીચેના આશયનો તાર કર્યો હતો

સમસ્ત સસાર ખાસ કરીને ભારત શાતિ અને ઉન્નતિ ચાહે છે જે લોકો શાતિ અને ઉન્નતિને માટે પ્રયત્ન કરી રહ્યા છે, તેઓ ઈશ્વરના અનુગ્રહને પાત્ર છે પરમાત્મા તમારા પ્રયત્નોને સફળતા અર્પણ કરે !

## આશીર્વાદ

ભારતના માજી ગવર્નર જનરલ અને સરકારના ખાસ પ્રધાન શ્રી રાજગોપાલાચારી તરફથી તેમના મત્રીએ જણાવ્યુ હતુ કે—

શ્રી ગજ્જોપાનાચારી આશ્રમની મ વને પોતાના આશીર્વાદ મોકલે છે અને ડિસીમા થનાગ એના પ્રથમ અધિવેશનની સફળતાની આશા રાખે છે તેમના અભિપ્રાય થી જનતાના નૈતિક અને સાસ્કૃતિક ઉત્કર્ષની તાણા આ પહેલુ પગલુ છે

## ગ ઘના ઉદ્દેશો પ્રત્યે સહાનુભૂતિ

નેવરનેન (ડચ) ના એલચીએ પોતાના પત્રમા જણાવ્યુ હતુ કે—

પ્રિય મહાશય,

તમારો ૨૭ મી એપ્રિલનો પત્ર મળ્યો.

તમારા સઘના મૌલિક ઉદ્દેશો પ્રત્યે હુ સહાનુભૂતિ ધરાવુ છુ અહિંસાના બ્રહ્મચર્ય (ઇન્દ્રિય નિગ્રહ), સત્ય, ઇમાનદારી અને વિશ્વસ નીયતા—એ એવા ગુણો છે કે જેને આજ ની દુનિયામા પૂરતુ પ્રોત્સાહન આ વામા આવતુ નથી

આ ગુણાના સચાર અને પ્રચાર ના ઉદ્દેશથી જે કાઈ આદોલન કરવામા આવે, તે મ નવ સમાજના આભારને પાત્ર છે

આ ભાવનાથી પ્રેરાઇને હુ તમારા સઘની કે કે પ્રકારની સફળતા ઇચ્છુ છુ

તમારો,

એ ડી. લેર્પિંગ

નેવરલેન્ડ (ડચ) ના રાજદૂત

## વિસ્તૃત પ્રચારની આવશ્યકતા

સિંધના વયોવૃદ્ધ અને સુપ્રસિદ્ધ આર્યનેતા શ્રી તારાચ દ આર ડી ગાજગાએ મુબઇથી આચાર્યશ્રીને એક પત્ર લખતા જણાવ્યુ હતુ કે—

પૂ ય આચાર્યદેવ

આપના સ ઘ સ બ ધી સમાચારો જાણીને મને ઘણો હર્ષ થયો. મા ગ્રુ ગ ગી મે આપની એક કુતિમા વા ચી આપના વિચારો

ઉત્કૃષ્ટ છે અને પ્રયત્ન ઉત્તમ છે પરંતુ હુ એક વિનમ્ર સૂચના કરવા ઈચ્છુ છુ તે એ કે આપણા બધા સારા ઉદ્દેશો એના માટે જ અધૂરા રહી જાય છે કે એના માટે પૂરતો અને તીવ્ર પ્રચાર કરવામા આવતો નથી દાખલા તરીકે ધુમ્રપાનનો વિરોધ કરનારાઓ કોઈ કોઈવાર એનો વિરોધ કરે છે, જ્યારે તમાકુનો વેપારી એનો પ્રચાર નિરંતર ચાલુ રાખે છે કે જેનુ વર્ણન કરવુ શક્ય નથી દરેક વખતે એના પ્રચારકો એના વિભિન્ન માનની પ્રશંસા કરતા અને ગાતા ગામના ગલી ગલીમા ઘુમી રહ્યા હોય છે

તેથી હુ નમ્રતાપૂર્વક નિવેદન કરીશ કે જો આપ આપના ધ્યેયમા સફળ થવા ઈચ્છતા હો તો આપ ભારત અને પાકિસ્તાનની બધી ભાષાઓમા લાખોની સખ્યામા પુસ્તિકાઓ તથા હસ્તપત્રો પ્રગટ કરો અને આ બન્ને દેશોના બાળકોને મફત વહેચો

કોઈનાક અનુવાદો કરવામા હુ આપને મદદ રૂપ થવા તૈયાર છુ

આપનો,
તારાચદ આર ડી ગાજન
એમ એ બી ટી

## ઉદ્દેશ પ્રશસ્ત અને પવિત્ર

બજાજવાડી વર્ધાથી શ્રી મશરૂવાળાએ લખ્યુ હતુ —

શ્રી મ તીજી

આપનું આમ ત્રણ મળ્યુ,

આપના ઉદ્દેશો પ્રશસ્ત અને પવિત્ર છે હુ આશા રાખુ છુ કે આપ અનેક જૈનો અને બીજાઓમા પણ અણુવ્રતોનુ ક્રમશ અધિકાધિક પ્રમાણમા પાલન કરવાનો ઉત્સાહ પેદા કરી શકશો

આપનો,
કિશોરલાલ મશરૂવાળા

## સખ્યા નહિ પણ ગુણ

મહાત્મા ગાધી અને દેશભક્ત શેઠ જમનાલાલજી બજાજના સાથી શ્રીમાન્ શ્રીકૃષ્ણદાસજી જાજૂએ બજાજવાડીથી લખ્યુ કે—

ભાઈ શ્રી સત્યદેવજી,

અણુવ્રતી સઘની બાબતમા તમારો તારીખ ૨૭-૫-૫૦ નો પત્ર મને આજે મળ્યો એક મહિનાથી હુ અહીં ગેરહાજર હતો હાલ જ આવ્યો છુ આ સઘ સબધી કેટલુક મે વર્તમાનપત્રોમા પણ વાચ્યુ છે સઘના સભ્યોની સખ્યા કરતા ગુણ પર વિશેષ ધ્યાન રાખવુ જોઈએ

તમારુ અને તમારા વરવાળાઓનુ સ્વાસ્થ્ય સારુ હશે

તમારો,
**શ્રીકૃષ્ણદાસ જાજૂ**

## જગત્નુ કલ્યાણ

શાતિનિકેતન બોલપુરના આચાર્ય ગુરુદયાલ મલ્લિકે મુબઈથી લખ્યુ હતુ કે—

પ્રિય મ નીજી

સપ્રેમ નમસ્કાર તમારો તા૦ ૨૫-૩-૫૦ નો કૃપાપત્ર શાતિનિકેતન થઈને અહી મળ્યો છે તેની સાથે એક નકલ 'અણુવ્રતી સઘ અને અણુવ્રતી' ની પણ મળી છે બન્ને ને માટે ધન્યવાદ

તમારા સઘનુ અધિવેશન જે દિલ્હી ખાતે મળવાનુ છે તેની સફળતા માટે પ્રાર્થના કરુ છુ તમારા સઘના શુભ કામથી જગત્નુ કલ્યાણ થાઓ, એવી મારી આશા છે

ભવદીય,
**ગુરુદયાલ મલ્લિક**

## ઉત્તમ યોજના

અખિલ ભારતીય ગમગાન્ય પરિષ ના મયાવય નિ ામ મોવ ષાટ િત્રીથી શ્રી મરપાત્રીજી મહારાજે લખ્યુ હતુ કે—

અણુવ્રતી સ ઘની યોજના ઘણી ઉત્તમ છે'

## ઉત્તમ કામ

પ જાબ પ્રાતીય મહાસભા સમિતિના પ્રધાન અને ભારતીય સ મ ના સભ્ય જ્ઞાની ગુરુમુખસિંહ મુસાફરે એક પત્રમા લખ્યુ હતુ કે—

'એ સાભળીને હુ ઘણો ખુશ થયો છુ કે આચાર્યશ્રી તુલસી જનતાનુ નૈતિક ધોરણ ઊચે લાવવાનો યત્ન કરી રહ્યા છે એ સબ ધમા તેઓએ ૩૦ મી એપ્રિલે દિ હીમા એક અધિવેશન પણ ગખ્યુ છે. મારો કાર્યક્રમ બહાર જવાનો ન હોત તો આ પ્રસ ગમા સામેલ થઈને ઘણો ખુશ થાત આચાર્યશ્રીએ એક ઘણુ ઉત્તમ કામનુ બીડુ ઝડપ્યુ છે હુ તમામ લોકોને વિનતિ કરુ છુ કે તેઓ આ અધિવેશનમા સામેલ થાય અને લાભ ઉઠાવે"

## સાધર્મીનો સ ઘ

શ્રી ભારત જૈન મહામ ડલના અધ્યક્ષ શ્રી રિષભ સિહજી ગમાએ વર્ધાથી લખ્યુ હતુ કે—

પ્રિય શ્રી પન્નાલાલજી,

તમારો પત્ર મળ્યો મારી હાર્દિક ઇચ્છા એ છે કે હુ અણુવ્રતી સ ઘના સ મેલનમા હાજર રહુ આજે ત્રિપાઠીજીનો તાર પણ મળ્યો મે અચલસિંહજીને તે મતલબનો તાર પણ કર્યો છે પર તુ આગરાવાળા ન માને અને મને ઉતારી લે તો હુ લાચાર છુ ભાઈ પુનમચ દજી રાકા અસ્વસ્થ છે તેઓ આગરા જનાર નથી જો તેઓ મને ઉતારી નહિ લે તો ૨૭ મે એ અવશ્ય આવીશ ત્યારે આપની મુલાકાત જરૂર થશે. જો હુ ન આવી શકુ તો મારો નીચેનો સ દેશો સ ભળાવી દેજો —

ધર્મને સ્મરણ કરવાની ગોખી જવાની કે મસ્તક નમાવવાની જ વસ્તુ ન રાખતા દૈનિક જીવનમાં કામ આવે તેવો બનાવવાનો છે ત્યારે જ એના દ્વારા આત્મવિશ્વાસ સાધી શકાશે, નહિ તો તે ખાઈપીને સુખી રહેનારા લોકોનો સાત્વિક મનોવિનોદ અથવા દેખાવ બની જાય છે અણુવ્રતી-સંઘની યોજના ધર્મને જીવનમાં ઉતારવા માટે થઈ રહી છે તેથી એને હું સાધકોનો સંઘ માનું છું મારા જેવો સાધક સાધનામાં આગળ વધનારા સંઘના અધિવેશનની સફલતાને માટે ભગવાનને પ્રાર્થના જ કરી શકે તેને કંઈ કહેવાનો કે સંદેશ આપવાનો અધિકાર નથી

કિશોરલાલના પ્રણામ

## દેશનું નૈતિક-ધોરણ

આચાર્ય ચૈનસુખદાસજી જૈન, પ્રિન્સીપાલ જૈન સંસ્કૃત કૉલેજ જયપુરથી લખે છે કે—

શ્રીમાન્ સત્યદેવજી વિદ્યાલંકાર!

અણુવ્રતી સંઘના પ્રથમ અધિવેશનનો નિમંત્રણ પત્ર પ્રાપ્ત થયો ધન્યવાદ હું એની સફળતાને ઈચ્છું છું ખરેખર આવા સંઘોની આ વખતે ઘણી જરૂર છે દેશનું નૈતિક ધોરણ નીચે પડી રહ્યું છે તેને ઉપર લાવવા માટે આવો સંઘ કે પ્રયત્ન સફળ થઈ શકે છે

આપનો
ચૈનસુખદાસ

નીચે જણાવેલા મહાનુભાવોના પત્રો પણ મળ્યા હતા—

૧ શ્રી માવલંકર અધ્યક્ષ ભારતીય પાર્લામેંટ
૨ ભારતના મુખ્ય સેનાપતિ
૩ શ્રી કે. સંથાનમ્ સ્ટેટ મિનિસ્ટર, ભારત સરકાર
૪ ઉપનિવેશ મંત્રી, ભારત સરકાર

૫ ભારતમા રહેલા મિસરના એલચી
૬ ભારતમા રહેતા અમેરિકાના એલચી
૭ ભારતમા રહેતા પાકિસ્તાનના એલચી
૮ અર્થ ઉદ્યોગ અને પુરવઠા મંત્રી, વિહાર
૯ શ્રીમતી મૃદુલા સારાભાઈ
૧૦ શ્રી શ્યામનાથ વર્મા, જયપુર
૧૧ શેઠ પુનમચંદ રાંકા, નાગપુર
૧૨ શ્રીયુત શ્રીકૃષ્ણસિંહ વડા પ્રધાન, વિહાર
૧૩ ભારતમા રહેતા સોવિયેતના એલચી
૧૪ ભારતમા રહેતા કેનેડાના હાઈ કમિશ્નર



# પરિશિષ્ટ (૩)

## અણુવ્રતી સંઘનું અંતરંગ અધિવેશન

(અંતરંગ-અધિવેશનની આ સંક્ષિપ્ત કાર્યવાહી અહીં એટલા માટે પ્રકટ કરવામાં આવે છે કે અણુવ્રતોને ગ્રહણ કરનારના જીવન પર એનો કેવો પ્રભાવ પડે છે, તે જાણી શકાય એ દૃષ્ટિએ આ વિવરણ ખાસ ઉપયોગી છે )

અણુવ્રતી સંઘનું એક અંતરંગ અધિવેશન વૈશાખ શુદિ બારસને રોજ મળ્યું આ અધિવેશનનું મુખ્ય પ્રયોજન એ હતું કે આચાર્યશ્રી સાધનાકાળના અનુભવોથી માહિતગાર થાય તેઓ શ્રી અણુવ્રતીઓને ભવિષ્યનું માર્ગદર્શન કરાવી શકે તથા અણુવ્રતી સંઘ અંગેનું પોતાનું વિશિષ્ટ દૃષ્ટિબિંદુ રજૂ કરી શકે આ પ્રસંગે અણુવ્રતીઓ અને અણુવ્રત લેવાની ભાવના રાખનારી વ્યક્તિઓને જ હાજર રહેવા દેવામાં આવ્યા હતા

લગભગ બે વાગે આચાર્યશ્રીનું શુભાગમન થયું અણુવ્રતીઓ કેટલાક વખતથી તેમના આગમનની રાહ પૂરેપૂરી આતુરતાથી જોઈ રહ્યા હતા મંગલાચરણના તરીકે અમર ગાન ગાવામાં આવ્યું

### સિંહાવલોકન

ત્યાર પછી આચાર્યશ્રીની સૂચના મુજબ મુનિશ્રી નગરાજજી સ્વામીએ પ્રારંભિક ભાષણ આપ્યું તેમણે જણાવ્યું કે ગયા વર્ષે ફાગણ શુદિ ત્રીજના દિવસે આચાર્યશ્રીના કરકમલોથી સંઘની સ્થાપના થઈ અને એ આનંદની વાત છે કે આજ સુધીમાં તેમાં પાંચ સો જેટલી વ્યક્તિઓ દાખલ થઈ ચૂકી છે શ્રધ્ધેય આચાર્યશ્રીના આદેશ અનુસાર આપ બધાને અણુવ્રત અને તેની પરિભાષા સમજાવવાનો અવસર અને યથાસમય પ્રાપ્ત થતો રહ્યો છે

પ્રત્યક્ષ અનુભવની વાત કહું તો આજના સામાજિક વાતાવરણમા કેટલા નિયમોનુ પાલન અતિ કઠિન જણાય છે તેથી જ આજે વ્રત સશોધનના પ્રસગે અનેક જનની સૂચનાઓ આવી રહી છે આચાર્યશ્રી તેના પર બરાબર ધ્યાન આપશે પરતુ મને એમ લાગે છે કે એમાની કેટલીક સૂચનાઓ અગત્ય અગવડો અને અનુકૂળતાની દૃષ્ટિએ કરવામા આવી છે તેથી આપ બધાને મારી ભલામણ છે કે જે કાઈ વિચાર કરવામા આવે તે વ્યક્તિગત હિતની દૃષ્ટિએ ન કરતા સઘની દૃષ્ટિએ કરવામા આવે તમે એવો વિચાર ન કરશો કે જો આ નિયમો આવા ને આવા જ રહેશે તો હુ અણુવ્રતી બની શકીશ નહિ. આ નિયમો સર્વને માટે આવશ્યક છે કે નહિ, તે દૃષ્ટિબિંદુથી વિચાર કરશો તો સભવ છે કે નિયમોમા વધારે અપવાદ કરવાની કે સુગમતા લાવવાની જરૂર તમને નહિ જણાય હુ આશા રાખુ છુ કે, આજે તમે આચાર્યશ્રી ની સમક્ષ પૂર્ણ ઉત્સાહ અને આત્મબળનો પરિચય આપશો

## આચાર્યશ્રીનુ ભાષણ

આચાર્યશ્રીએ શાત અને ગભીર મુદ્રાથી ભાષણનો પ્રારભ કર્યો
અણુવ્રતી ભાઇઓ અને બહેનો !

હવે સાધનાનો સમય સમાપ્ત થઈ ચૂકયો છે તમે જે નિયમોની સાધના કેટલાક વખતથી કરતા આવ્યા છો તે કાયદાથી ત્યાગના રૂપમા આપના જીવનમા ઉતારવાની રહેશે ત્યાગનું મહત્ત્વ આપ બધા જાણો છો અને માનો છો ગમે તેવી વિષમ સ્થિતિ સામે આવી જાય, પણ ત્યાગને તોડવાનો વિચાર કરવો જોઇએ નહિ ત્યાગનુ મૂલ્ય [illegible] પણ અનેક ગણુ અધિક છે આર્ય સસ્કૃતિમા [illegible]
માનસિક શૃખલા નથી

ત્યાગના સબધમા વિચારકાન માત્ર
સઘના નિયમો, જે મો[illegible]

ગણીને બતાવવામાં આવ્યા છે, તેની પ્રતિજ્ઞાઓ જીવનભર માટે એક સાથે આપવી કે અમુક મુદત પર્યંત? હું માનું છું કે સંસારમાં ક્ષણે ક્ષણે અનેક પરિવર્તનો થઈ રહ્યા છે, તેમાં યે આજના યુગમાં અધિક. કેટલાક નિયમો આજે સહજ સાધ્ય હોય, તે બીજા વખતે સામાજિક જીવનમાં માત્ર કષ્ટસાધ્ય જ નહિ પરંતુ અસાધ્ય પણ બની જાય. કરેલા ત્યાગમાં વૃદ્ધિનો સંભવ છે, હ્રાસનો નહિ. એથી મારા વિચાર મુજબ એ યોગ્ય ગણાય કે આ પ્રથમ અવસર પર બધા નિયમોનો ત્યાગ માત્ર એક વર્ષ માટે જ કરાવવો અને પછી તેને વ્યાવહારિકતાની કસોટી પર કસી જોવો. એનું તાત્પર્ય એ નથી કે વર્ષ પછી તમે વૈયક્તિક રૂપમાં સ્વતંત્ર થઈ જશો અને આગળ પર ત્યાગ ગ્રહણ કરશો કે નહિ. તમારે બધાએ એ વિચાર કરીને આગળ વધવાનું છે કે 'સંઘના પણ નિયમો હોય તેનું યાવજ્જીવ પાલન કરવું' અને મારે એ વિચારવાનું છે નિયમો ક્યાં સુધી વ્યવહાર્ય છે. વર્ષ પછી નિયમોની સાધનામાં ફરી વિચાર કરવાને માટે હું સ્વતંત્ર રહીશ.

બીજી જે વાત મારે કહેવાની છે, તે એ છે કે આ પરંપરા દેખાવને માટે અણુવ્રતી બનવાનું નથી. અણુવ્રતી થવાનો અર્થ આત્મ-પ્રેરણાથી સંયમ તરફ આગળ વધવાનો છે. ઘણા ભ્રમે લોકો નિયમોને અથવા પરિભાષાઓને ખેંચીતાણીને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યા કરે છે. એ યોગ્ય નથી. આવશ્યક તો એ છે કે જીવનનો રંગઢંગ બદલીને સ્વત: નિયમોને અનુકૂળ બની જવું. જો તમે એમ ચાહતા હો કે અમે જેમ જીવી રહ્યા છીએ, તેમજ જીવીએ અને અણુવ્રતી પણ બનીએ તો એ કેમ થઈ શકે?

## સંખ્યાનો મોહ નથી

નિયમ મુજબ કોઈ અણુવ્રતી સંઘમાં દાખલ કરવાની જવાબદારી મારા ઉપર છે. મને મોટી સંખ્યાનો મોહ નથી. નાની સંખ્યાનો ભય નથી. હું ઈચ્છું છું કે અણુવ્રતીઓ ભલે થોડા બને, પણ

યથોચિત આ બંને બરોબર ચીતનાર બને તે જ મારું પરમ લક્ષ્ય છે. તે જ મારો ખાસ પ્રયત્ન છે અણુવ્રતીઓ નામમાત્રના બનાવવા નથી, પણ ખરેખર બનાવવા છે સાધુ સંઘની વ્યવસ્થા માટે પણ જ બધા સાધુઓની દેખરેખ મારે રાખવી પડે છે સાધુઓ ભારતવર્ષના ખૂણે ખૂણામાં જાય છે ત્યાં જો કોઈ સાધુ કાંઈ પણ ભૂલ કરે તો પાછો આવતા પ્રાયશ્ચિત પદ્ધતિ મુજબ તેને દંડ દેવામાં આવે છે તેવો જ નિયમ અણુવ્રતીઓ માટે પણ છે તમો એમ ન સમજતા કે તે માત્ર ચોપડીમાં રાખવા માટે જ છે કોઇ પણ સ્થળે કોઈ અણુવ્રતી પાલનમાં ત્રુટિ કરશે તો સંભવ છે કે જનપર પરાએ તે માત્ર સુધી અવશ્ય આવી પહોંચશે તે પ્રસંગે મારુ મન્તવ્ય એ હશે કે યોગ્ય તપાસ બાદ ઉપવાસ વગેરેના રૂપમાં આધ્યાત્મિક પ્રાયશ્ચિત આપવું તેની ચેતવણી હું આજ થી જ બધાને આપી દઉં છું ઘણી વ્યક્તિઓ જે લાંબા વખત સુધી અણુવ્રતોની સાધના કરી ચૂકી છે તેમણે ત્યાગ કરવો પડશે જેઓ પોતાને ત્યાગને અનુકૂળ પૂરેપૂરા ન બનાવી શકે તેઓ પોતે જ વિચાર કરી લે કે તેમણે શું કરવાનું છે હા, સંઘની બાબતમાં એટલું તો હું પણ આવશ્યક સમજું છું કે જેઓ ત્યાગ લેવાનો સંકલ્પ કરી ચૂક્યા છે અથવા કરે છે તેઓ સંયોગાનુસાર આજે જ ત્યાગ લેવાને માટે તૈયાર નથી પણ તેઓ ત્યાગ લેવાની ચોક્કસ મુદત બતાવીને તેટલા સમય સુધી પોતાનું નામ સાધનામાં રાખવી શકે છે આ વર્ષે નવેસરથી અણુવ્રતી સંઘમાં દાખલ થનાર, ઇચ્છે તો, એક વર્ષે સાધનામાં રહી શકે છે

ભાષણની વચ્ચે વચ્ચે આચાર્યશ્રી ઉક્ત વિષયો પર અણુવ્રતીઓના વિચાર કેવા છે તે પ્રશ્નો પૂછીને જાણી લેતા હતા એ વિચારો સાથે પોતાના વિચારોનો સમન્વય કરીને તેઓશ્રી દરેક સમસ્યાને નિર્ણયના તટ સુધી પહોંચાડતા હતા એમ ન અને જનતા વચ્ચેનો આ માર્ગ ઘણો સુંદર જણાતો હતો

આ રીતે એ મહત્ત્વપૂર્ણ પ્રશ્નો પર પ્રકાશ કેંકતાં છેવટે આચાર્યશ્રીએ જણાવ્યું કે હવે હું એ જાણવા ઈચ્છું છું કે તમે ઘણા દિવસથી સાધના કરી રહ્યા છો—અણુવ્રતોનું પાલન કરી રહ્યા છો, તો એ વિષયમાં તમારા અનુભવો કેવા પ્રકારના છે? તમારા જીવનમાં કોઈ મહત્ત્વનું પરિવર્તન થયું કે નહિ?

## અંગત અનુભવો

આ પરથી કેટલાક અણુવ્રતીઓએ ઊભા થઈને પોતાને થયેલા અનુભવો પરિષદને સંભળાવ્યા, જે વાસ્તવિક રીતે અણુવ્રતોની સફળતાના દ્યોતક હતા. તેમાંથી કેટલાક અહીં રજૂ કરવામાં આવે છે.

એક ભાઈએ કહ્યું "અણુવ્રતોની સાધના સ્વીકાર્યા પછી સામાજિક જીવનમાં કેટલીક મુશ્કેલીઓનો અનુભવ થયો. પણ મારા નિશ્ચયમાં હું દૃઢ રહ્યો. એનું ફળ મને સારું મળ્યું. મારા એક તદ્દન નજીકના સંબંધી મારું નામ પોતાના એક કેસમાં સાક્ષી રૂપે લખાવવાને ઈચ્છતા હતા. મેં કહ્યું "નામ લખાવવું હોય તો લખાવો. તેમાં કાંઈ હરકત નથી. પણ હું અણુવ્રતી હોઈને નિયમ મુજબ અસત્ય સાક્ષી આપીશ નહિ. સત્ય સાક્ષીથી એનું કામ બને તેમ ન હતું, તેથી તેઓ મારા પર ઘણા દબાણ કર્યું પરંતુ મારા નિયમમાં હું દૃઢ રહ્યો. આથી જો કે કુટુંબીઓ નારાજ થયા પણ મને ઘણું આત્મબળ પ્રાપ્ત થયું.

એ રીતે બીજા એક પ્રસંગે સાક્ષી આપવાને માટે હું કોર્ટમાં ગયો અને સાક્ષી આપી. ન્યાયાધીશે જાણ્યું કે આ અણુવ્રતી છે, એટલે મારી સાક્ષીને સાચી માનીને તે મુજબ જ ફેંસલો આપ્યો. હવે આપ વિચાર કરો કે અણુવ્રતને લીધે દુનિયામાં આપણી કેટલી શાખ વધી છે અને વધશે. આપણે પણ આપણું વર્તન શાખ મુજબ રાખવું જોઈએ ત્યારે તે સ્થિર બનશે. વધારેમાં અણુવ્રતીએ કહ્યું "આચાર્યવર! મેં મારી દૃષ્ટિથી બધા નિયમોનું વિધિવત્ પાલન કર્યું છે. છતા

યથોચિત આદર્શને બરોબર ઝીલનારા બને. તે જ મારુ પરમ લક્ષ્ય છે, તે જ મારી ખાસ પ્રયત્ન છે અણુવ્રતીઓ નામમાત્રના બનાવવા નથી, પણ ખરેખરા બનાવવા છે સાધુ સઘની જવાબદારી માન પર કે બધા સાધુઓની દેખરેખ મારે રાખવી પડે છે સાધુઓ ભારતવર્ષના ખૂણે ખૂણામા જાય છે ત્યા જો કોઈ સાધુ કાઇ પણ ભૂલ કરે તો પાછો આવતા પ્રાયશ્ચિત્ત પદ્ધતિ મુજબ તેને દડ દેવામા આવે છે તેવો જ નિયમ અણુવ્રતીઓ માટે પણ છે તમો એમ ન સમજતા કે તે માત્ર ચોપડીમા રાખવા માટે જ છે કોઇ પણ સ્થળે કોઈ અણુવ્રતી પાલનમા ત્રુટિ કરશે તો સભવ છે કે જનપરપરાએ તે માગ સુધી અવશ્ય આવી પહોચશે તે પ્રસગે મારુ કર્ત્તવ્ય એ હશે કે યોગ્ય તપાસ બા ઉપવાસ વગેરેના રૂપમા આધ્યાત્મિ પ્રાયશ્ચિત્ત આપવુ તેની ચેતવણી હુ આજ થી જ બધાને આપી દઉ છુ ઘણી વ્યક્તિઓ જે લાબા વખત સુધી અણુવ્રતોની સાધના કરી ચૂકી છે, તેમણે ત્યાગ કરવો પડશે જેઓ પોતાને ત્યાગને અનુકૂળ પૂરેપૂરા ન બનાવી શકે તેઓ પોતે જ વિચાર કરી લે કે તેમણે શુ કરવાનુ છે હા, સાધનાની બાબતમા એટલુ તો હું પણ આવશ્યક સમજુ છુ કે જેઓ ત્યાગ લેવાનો સકલ્પ કરી ચૂકયા છે અથવા કરે છે તેઓ સયોગાનુસાર આજે જ ત્યાગ લેવાને માટે તૈયાર નથી પણ તેઓ ત્યાગ લેવાની યોગ્યતા બતાવીને તેટલા સમય સુધી પોતાનુ નામ સાધનામા રાખી શકે છે આ વર્ષે નવેસરથી અણુવ્રતી સઘમા દાખલ થનાર, ઇચ્છે તો એક વર્ષે સાધનામા રહી શકે છે

ભાષણની વચ્ચે વચ્ચે આચાર્યશ્રી ઉક્ત વિષયો પર અણુવ્રતીઓના વિચારો શા છે તે પ્રશ્નો પૂછીને જાણી લેતા હતા એ વિચારો સાથે પોતાના વિચારોનો સમન્વય કરીને તેઓશ્રી દરેક સમસ્યાને નિર્ણયના તટ સુધી પહોચાડતા હતા એમના અને જનતાના વચ્ચેનો આ માર્ગ ઘણો સુદર જણાતો હતો

